# બાળોપયોગી

# સંવાદપુષ્પમાળા

૨



પ્રકાશક
જીવનલાલ અમરશી મહેતા
અમદાવાદ અને મુંબઈ.

બાલોપયોગી—

# સંવાદ પુષ્પમાળા

## ભાગ ૨ જો.

ધો. ૪થાથી ધો. ૭ મા સુધીનાં બાળકો માટે.


સંયોજક:

ચંદુલાલ ચુનીલાલ ત્રિવેદી,

આસિ. માસ્તર, ગુજરાતી પ્રેક્ટિસિંગ સ્કૂલ

પી. આર. ટ્રેનિંગ કોલેજ; અમદાવાદ.



પ્રકાશક:

જીવનલાલ અમરશી મહેતા; અમદાવાદ.


કિંમત-સચિત્ર રૂ. ૦-૮-૦

,, ચિત્રવિનાની રૂ. ૦-૬-૦

આવૃત્તિ ૧ લી
પ્રત ૧૧૦૦.
ઇ. સ. ૧૯૨૯

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૫.૫.૨.૬૯

[ સર્વ હક્ક પ્રકાશકને સ્વાધીન છે. ]

મુંબઈના એજન્ટ:
જીવનલાલ એન્ડ સન્સ
બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ; કાલબાદેવી-૨.

મુદ્રક:
દેવીદાસ છગનલાલ પરીખ,
ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસ:
સલાપોસ રોડ;—અમદાવાદ.

# ભાગ ૨ જાની અનુક્રમણિકા.


| પુષ્પાંક | વિષયનું નામ. | પૃષ્ઠ |
|---|---|---|
| ૧૮. | અડધો... ... ... ... ... | ૮૫ |
| ૧૯. | સર્વદમનની બાળચેષ્ટા ... ... ... | ૮૮ |
| *૨૦. | ચાર મુર્ખ પંડિતો ... ... ... | ૯૪ |
| ૨૧. | રજપુતોનો કુસંપ ... ... ... | ૧૦૦ |
| *૨૨. | બીરબલને શિક્ષા ... ... ... | ૧૦૭ |
| ૨૩. | સત્યવાદી રેગ્યુલસ ... ... ... | ૧૧૫ |
| ૨૪. | ચાણાક્યનો પ્રપંચ ... ... ... | ૧૨૧ |
| ૨૫. | બાજીરાવ પેશ્વા ... ... ... ... | ૧૨૯ |
| ૨૬. | એશીયાખંડના પર્વતો, નદીઓ અને મહાસાગરો | ૧૪૧ |
| ૨૭. | ગુરૂત્વાકર્પણ ... ... ... ... | ૧૪૭ |
| ૨૮. | બુદ્ધિસાગર ... ... ... ... | ૧૫૩ |
| ૨૯. | સત્યેંદ્ર સોક્રેટીસ... ... ... ... | ૧૫૭ |
| ૩૦. | સ્થિતિ સુધારવા ઉપાય ... ... ... | ૧૬૪ |
| ૩૧. | સૃષ્ટિની ઉત્પત્તિ ... ... ... ... | ૧૬૯ |
| ૩૨. | શારીરિક તપાસ ... ... ... | ૧૭૪ |
| | કેટલાંક ગીતો ... ... ... ... | ૧૮૮ |


---

***સુધારો**—છાપવામાં પાન ૯૪ ઉપર ૨૦ ને બદલે ૧૯ અને પાન ૧૦૭ ઉપર ૨૨ ને બદલે ૨૦ છપાઇ ગયાં છે, તે સુધારીને વાંચવું.

## નિર્દોષ-બાળકોને આપવા લાયક શિષ્ટ સાહિત્ય—

બાળકોના હાથમાં વાંચવાને મૂકવા લાયક ઉંચી કોટીનાં-સાહિત્યનાં પુસ્તકો વિદ્વાન લેખકોના હાથથી તઇયાર કરાવવામાં આવ્યાં છે. આ સાહિત્યનાં પુસ્તકો નિર્દોષ બાળકો-શાળાના વિદ્યાર્થીઓના હાથમાં ખાસ મૂકવા લાયક છે. વડોદરા સ્ટેટમાં તેમજ સરકારી માધ્યમિક તેમજ પ્રાથમિક સ્કૂલો-માં કેટલાંક ટેકસ બુક તરીકે પણ મંજુર થએલાં છે, તેથી આપનાં બાળકોને ખાસ વંચાવો.

| | |
|---|---|
| ૦-૧૨ | **લઘુ મહાભારત.** ( ર. ઉ. પંડયા કૃત ) |
| ૦-૧૨ | **લઘુ રામાયણ.** ,, ,, |
| ૧-૧૨ | **સંસ્કૃત સાહિત્યની કથાઓ,** ભાગ ૧લો. |
| ૨—૮ | એજન ભાગ ૨જો. |
| ૦—૮ | **કાદમ્બરી અને વાસવદત્તા.** (કર્તા છ. હ. પંડયા) |
| ૦—૮ | **મૃચ્છકટિક અને મુદ્રારાક્ષસ.** ( કથાઓ ) |
| ૧—૮ | **રાઇનો પર્વત.** (સ્વ. સર રમણભાઇ કૃત નાટક) |
| ૨—૦ | **ગુર્જર સાક્ષર જયંતીઓ.** |
| ૧—૪ | **મેવાડ-પતન.** ( સચિત્ર નાટક ) |
| ૧—૮ | **સુખશાન્ત-વિચારણા.** (લબકના ગ્રન્થ ઉપરથી) |
| ૦—૫ | **દલપત સતશાહી.** |
| ૨—૮ | **સંવાદગુચ્છ.** ( પ્રથમ ગુચ્છ ) |
| ૦-૧૨ | **સીતા.** (નાટક. કન્યા હાઈસ્કુલો માટે ટેકસ્ટ) |
| ૦-૧૨ | **સુભદ્રા.** ( ,, ,, ) |
| ૦-૧૨ | **ભવભૂતિ અને હર્ષદેવની નાટયકથાઓ.** |
| ૨—૮ | **સંવાદમાળા.** |
| ૧—૮ | **અંગ્રેજની ઉન્નતિનો ઇતિહાસ.** (સ્વ. નવલરામ કૃત) |
| ૨—૦ | **ટૉમ્સ એલવા એડીસન.** ( જીવનચરિત્ર ) |
| ૦-૧૨ | **ગોપાળ કૃષ્ણ ગોખલેનું જીવન.** ( સચિત્ર ,, ) |
| ૧—૮ | **પ્રો. ધોંડો કેશવકર્વે**-આત્મવૃત્તાંત-ઉત્તરાર્દ્ધ |

# પ્રસ્તાવના.

સાહિત્યનો વિકાસ અને તેની પ્રગતિની ભિન્ન ભિન્ન દિશાઓને સમાજની ઉન્નતિ સાથે નિકટનો સંબંધ છે. સમાજની ઉન્નતિ ઉપર દેશોન્નતિનો આધાર છે. કાળબળે કરીને ભાષાની ખીલવણી થાય છે, અને ક્રમે ક્રમે સાહિત્યનો વિકાસ પણ સધાય છે. અનેક દૃષ્ટિબિંદુથી આ કાર્ય ચાલે છે, તેમાં લેખકનો એક નહિ તો બીજો ગમે તે હેતુ હોય, તોપણ એથી કરીને લખાણના વાચનની સમાજ ઉપર કંઇક વિલક્ષણ અસર થાય છે, એટલું તો નક્કીજ.

સામાજિક વાતાવરણ ઉપર જેની જાદુઇ અસર થતી હોય અથવા તો સમાજને ઘડવામાં કોઈ અગત્યનું સાધન હોય, તો તે સાહિત્યમાંનો એક વિભાગ છે, અને તે '**નાટકો**' છે. સૈકાં થયાં કેટલાંએ નાટકો લખાય છે, વંચાય છે, ને ભજવાય છે. વંચાય ત્યારે જે અસર થાય, તેના કરતાં ભજવાય ત્યારે તેની ઉંડી છાપ પડે છે. કારણ એટલુંજ કે વાંચનારને વિચાર કરીને ગ્રહણ કરવા પ્રયત્ન કરવો પડે, તે કરતાં પાત્રો પ્રત્યક્ષ આવીને અભિનયદ્વારા જે દૃશ્ય ખડું કરે છે, તે મૂર્તિમંત હોવાને કારણે હૃદયના ઉંડા પડમાં સોંસરૂં પેસી જાય છે. સમાજના બંધારણ ઉપર નાટકો કેટલી રીતે અસર કરે છે, તે વિષે જેટલું કહીએ તેટલું ઓછું છે.

શાળામાં જે બાળકો શિક્ષણ મેળવે છે, તેમને માટે આ દિશામાં શું શું થઇ શકે? શું શું કરવા ધાર્યું હોય, તો તે વાસ્તવિક લેખાય ? જે કંઇ કરીએ એથી શિક્ષણના કાર્યને સુદૃઢ કરવાનું બની શકે કે કેમ? અને સામટે મેળે જોતાં એ રીતે કરેલું કાર્ય બાળકોનું ભવિષ્યનું જીવન ઘડવામાં સહાયક થાય કે કેમ? આ અને એવા બીજા અનેક પ્રશ્નો ઉપસ્થિત થાય, તેનો એકજ ઉત્તર છે, અને તે એ કે શાળામાં શીખવવાના વિષયોમાંથી બને તેટલા વિષયોમાંના યોગ્ય ને મુકરર વિભાગોના કાર્યને મૂર્તિમંત સ્વરૂપ આપવું.

હવે સ્વાભાવિક પ્રશ્ન થશે, કે શિક્ષણ વિષયક કાર્યને મૂર્તિમંત સ્વરૂપ આપવું એટલે શું? આનો જવાબ એટલોજ છે, અને તે એ કે **'સંવાદ'** અને **'નાટય પ્રયોગ.'**

પરંતુ આ કાર્યમાં સંકુચિત દૃષ્ટિબિંદુ રાખવું નહિ. પ્રત્યેક વિષયના શિક્ષણને મૂર્તિમંત સ્વરૂપ આપવાનું બની શકે છે અને તે માટે એક નહિ તો બીજી રીતે કામ કરવામાં આવે, તો તે અનુકૂળ પણ થઈ પડે છે. આ વિષે આરંભમાં કદાચ મુશ્કેલી લાગશે, અથવા પરાપૂર્વથી ચાલતા આવેલા મંતવ્ય આગળ એ કદાચ નવીન સ્વરૂપનું કાર્ય થઈ પડશે; પરંતુ વાસ્તવિક રીતે જોતાં તેવું કંઇજ નથી. જે દેશનું નાટયસાહિત્ય ઘણું આગળ વધેલું છે, તેજ ભારતવર્ષનાં આપણે સંતાન છીએ, અને આપણી શાળાના શિક્ષણમાં સંવાદ કે નાટયપ્રયોગને સ્થાન આપવાનું બની આવે, તો તે અતિ આવકારદાયક લેખાય એમ હરકોઈ કબુલ કરશે.

આવાં આવાં કારણોને લઇને **'સંવાદ પુષ્પમાળા'** ની યોજના કરવાનો સંકલ્પ થયો, અને તેના પ્રકાશક તરીકેનું કામ ભાઇ જીવનલાલે સ્વીકાર્યું તેના પરિણામે આ બે ભાગમાં પ્રકટ કરવાનું બની આવ્યું. હરકોઈ દૃષ્ટિબિંદુથી એનો ઉપયોગ થશે, અને શિક્ષણવિષયક કાર્યમાં નાટ્યપ્રયોગને મળેલા સ્થાનમાં તેની આવશ્યકતા જણાશે તેટલે અંશે પ્રયાસમાં સફળતા ગણાશે. અસ્તુ.

છેવટે આ **'સંવાદ પુષ્પમાળા'** યોજવામાં સ્નેહીઓ તરફથી મળેલી સહાનુભૂતિ ખાતર તેમનો ઉપકાર માનવો ઘટે છે, અને આ નવીન પ્રયાસ હોવાથી ભૂલદોષ માટે વાચક પાસેથી ક્ષમા માગવી ઘટે છે.

કપડવંજ. }    **ચંદુલાલ ચુનીલાલ ત્રિવેદી.**







# સંસ્કૃત સાહિત્યની કથાઓ:

**છુટા છુટા કવિઓની કૃતિની શાળોપયોગી આવૃત્તિ.**

**પ્રાચીન સંસ્કૃત નાટક સાહિત્ય વાર્તાના રૂપમાં-**

**કાદમ્બરી અને વાસવદત્તા** } મૂળ લેખકો:— **શ્રીબાણભટ્ટ** અને સુબન્ધુ. મૂળ સંસ્કૃત ઉપરથી સંક્ષિપ્ત ગુજરાતીમાં કર્તા—સાક્ષર શ્રી છગનલાલ હરિલાલ પંડયા. કીંમત રૂ. ૦-૮-૦ પાકું પુંઠું બારઆના

**મૃચ્છકટિક અને મુદ્રારાક્ષસ** } મૂળ નાટક લેખકો:— મહાકવિ શૂદ્રક અને વિશાખદત્ત. મૂળ નાટકોના આધારે કથાલેખક: રા. ન્હાનાલાલ નાથાલાલ શાહ, એમ. એ. કીંમત રૂ. ૦-૮-૦.

**ભવભૂતિ અને હર્ષદેવ** } આમાં મહાકવિ ભવભૂતિ કૃત (૧) મહાવીર ચરિત, (૨) ઉત્તર રામચરિત અને (૩) માલતી-માધવ તથા શ્રીહર્ષદેવકૃત (૪) રત્નાવલી, (૫) પ્રિયદર્શિકા, અને (૬) નાગાનંદ (જીમૂતવાહન) એ ૭ નાટકોની સુન્દર કથાઓ છે. કીંમત રૂ. ૦-૧૨-૦

**મહાવીર ચરિત** } શ્રી રામચંદ્રજીના પૂર્વજીવનની કથા—ભવભૂતિની ભાષામાં—એકલું વાર્તારૂપે. કીંમત માત્ર પાંચ આના. પાંચ આનાની ટીકીટ મોકલવી.

**કર્પૂરમંજરી** } મહાકવિ રાજશેખર કૃત શૃંગારરસપ્રધાન સટ્ટકની નવલિકા. કીંમત રૂ. ૦-૮-૦.







અડવો (પૃ. સં. ૮૫)

# પુષ્પ ૧૮મું.



## અડવો.

### પાત્રો.

**અડવો**—એક મૂર્ખ છોકરો.

સોની, ચાર પાંચ મારવાડી અને ચારપાંચ કોળી.

**સાધન**—ઘીનાં કુપ્પાં, સુખડી, પાંચ રૂપીઆ.

**અડવો**—મારૂં નામ અડવો. લોકો કેહે છે, કે સાસરીએ સુખ પડે, સારૂં સારૂં ખાવાનું મળે, માન મળે અને ટાણે ટચકે રૂપાદાન મળે. સાસરી પણ શુકનિઆળ મળી છે. આથી મેં મારી ફોઈને વાત કરી કે મારે મારા સાસરે જવું છે. ફોઇએ હા પાડી ને મને ગામની ભાગોળ સુધી વળાવવા આવી. ફોઇ બિચારી બહુજ ભલી. રસ્તામાં ભૂખ લાગે તો ખાવા સારૂ આ પાંચ શેર સુખડી બાંધી આપી. વળી જરૂર પડે ખર્ચવા માટે પાંચ રૂપીઆ પણ આપ્યા છે. ફોઇબાએ શિખામણ આપી એવું કહ્યું છે; કે રાત પડે ત્યાં વાસો રહીએ, હું પણ ડાહ્યો તે પૂછી લીધું, કે રાત પડી કયારે જાણવી? ફોઇબાએ કહ્યું, કે સૂર્ય આથમે ત્યારે. જોઉં તો ખરો કે રાત પડી કે નહિ? અહોહો. સૂર્ય આથમ્યો. રાત પડી. હવે અહીંજ વાસો કરવો જોઇએ. પણ આતો ખોડીબારૂં છે. લોકોને આવવા જવાનો રસ્તો છે. તેથી શું? ફોઇબાનું કહ્યું કર્યા વગર ચાલે? ઘરડાના બોલ ન પા-

બીએ તો દુઃખી થઇએ એમ શાસ્ત્રો કહે છે, માટે ખોડીબારૂં તો ખોડીબારૂં. પણ અહીંજ બેસવું.

( ખોડીબારામાં બેસે છે. એક સોની આવે છે. )

**સોની:**--અલ્યો કોણ છે ?

**અડવો:**--કેમ કંઇ ? વાણીઆ છીએ; શાહુકાર છીએ; કંઇ ચોર નથી. આટલી રાતે કયાં જઇશ ?

**સોની:**—ભાઇ, અહીં કંઇ ભો છે ?

**અડવો:**—અરે, ભો હોય તો અમે શાહુકાર લોક અહીં બેસીએ ખરા કે ! જા, પેલા ઝાડ નીચે સૂઇ રહે. સવારે હારે જઇશું.

( મારવાડીઓ ઘીનાં કુપ્પાં લઇ આવે છે. )

**મારવાડીઓ:**—અલ્યો કોણ સે ?

**અડવો:**—માણસ છીએ, કંઇ ઢોર નથી.

**મારવાડી:**—અલ્યો અહીં કેમ બેઠો છે ?

**અડવો:**—શેઠબાએ કહ્યું છે, કે રાત પડે ત્યાં વાસો કરીએ. તમે પણ અત્યારે અંધારે કયાં જશો ? જાઓ પેલા ખેતરમાં બેસો સવારે સાથે જઇશું.

( મારવાડીઓ જાય છે. મોંએ બુકાની બાંધી હાથમાં તીર કામઠાં લઇ કોળી લોક આવે છે. )

**૧લો કોળી:**—અલ્યો, કુણ સેરે ?

**૨જો કોળી:**—કુણ સે લ્યો ? ચમ બોલતો નથી ?

**અડવો:**—વાણીઆ છીએ; શાહુકાર છીએ; કાંઇ ચોર નથી. આટલા હોકારા શા ?

**૩જો કોળી:**—અલ્યો વાણીઓ સે. લૂંટી લ્યો.

**અડવો**:—ભાઇ, મારો છો શું કરવા? તમારે જે જોઇએ તે લઈ લોને.

( અડવાને લૂંટી લે છે. )

**૪થો કોળી**:—ચાલો, હવે એની પાંહે કાંઇ નથી.

**અડવો**:—તમારી પાસે નહિ હોય. મારી પાસે મારી ફોઇએ બંધાવેલું પાંચશેરનું સુખડું આ રહ્યું.

**૧લો કોળી**:—લઈ લ્યો, અલ્યો. હવે સે કાંઇ તારી પાંહે?

**અડવો**:—હોવે અમે વાણીઆ તે કંઇ ખાલી હાથે હોઇએ. ફોઇબાએ આપેલા પાંચ રૂપીઆ આ રહ્યા.

**૨જો કોળી**:—મારો લ્યો. રૂપીઆ લઇ લ્યો.

**૩જો કોળી**:—અલ્યો ગાંડીઉં સેં. જુઓને રૂપીઆ ખોટા તો નથી ને?

**અડવો**:—અમે વાણીઆ લોક ખોટા રૂપીઆ ના રાખીએ પતીજ ના પડે તો પેલા ઝાડ નીચે સોની બેઠો છે. તેની પાસે પરખાવો.

**૪થો કોળી**:—અલ્યો લૂંટો એ સોનીને.

( સોનીને લૂંટી સુખડી ખાવા બેસે છે, )

**૧લો કોળી**:—અલ્યો હુખડી લુખી સે.

**અડવો**:—લુખી પડતી હોય તો પેલા ખેતરમાં ઘીનાં કુપ્પાં લઇને મારવાડી બેઠા છે. તેમની પાસેથી જોઇએ એટલું ઘી લો,

**૨જો કોળી**:—હાલો લ્યો. મારવાડીને લુંટો. ઠીક મઝા પડી.

( કોળીઓ મારવાડીને લૂંટી જતા રહે છે. )

**અડવો**:—મારી ફોઇબા કહેતાં હતાં કે રસ્તામાં લુંટારૂઓનો ભય હોય છે, માટે સાચવીને જવું. લુંટારા મળે તો માગે તે આપી દેવું. ગમે તેમ તોએ ડાહી માના દીકરાને. બધુંએ આપી દીધું. કશુંએ ન રાખ્યું. કંઇ નહિ. આપણે તો બચ્ચા છીએ. વળી લુંટાતાં લુંટાયા પણ લુંટારા તો દીઠા. આ પણ એક લ્હાવો છે. હવે સુખેથી સાસરે જવાશે.

---

## પુષ્પ ૧૯મું.



## સર્વદમનની બાળચેષ્ટા.

પાત્રો.

**સર્વદમન**:—શકુંતલા ને દુષ્યંતનો પુત્ર.

**દુષ્યંત**:—રાજા.

**બ્રાહ્મણ**:—એક વટેમાર્ગુ.

**બે તાપસી**:—શંકુતલાની સાથે રહેનારી બે સ્ત્રીઓ.

**સ્થળ**:—કણ્વ ઋષિના આશ્રમ પાસેનું તપોવન.

**સાધન**:—સિંહનું મોડેલ.

**બ્રાહ્મણ**:— વસંતતિલકા.

દીધાં જુઠાં દુષણ તે જનરંજ માટે,
ગર્ભિણી જાનકી ત્યજી વન જીવ સાટે;
જેણે સહી પ્રણયતાપ સુધર્મ સ્થાપ્યો,
તે રામ, તે રઘુપતિ, પરિતાપ કાપો.

અહાહા, દુષ્યંત રાજાના સંબંધમાં પણ કંઈક આ-

વુંજ બન્યું છે. સગર્ભા શકુંતલાનો ભૂલી જવાથી ત્યાગ કર્યો, પણ પાછળથી જડેલી મુદ્રિકા હાથમાં આવતાં શકુંતલા સાંભળી આવી, પછી તો ઘણોએ શોક કર્યો, પણ તે શા કામમાં આવે? સારૂં થયું કે શકુંતલાને તેની મા મેનકા કણ્વ ઋષિના આશ્રમમાં મૂકી આવી; જ્યાં તે હાલ એક વીર પુત્રની માતા થઇ છે. આમાં ખરી ભૂલજ શકુંતલાની. એ ભાનભુલી દુર્વાસા ઋષિને માન આપવામાં હૈયાસુની બની ત્યારે તેનું આવું નાટક થયુંને? પણ બિચારી તે એ શું કરે? વાંકજ વિધિનો.

મનધારણા કંઇ વિચરે, ઘટના જુદી બની જાય છે;
માનવ બિચારાં શું કરે, ધાર્યું હરિનું થાય છે

હાં, પણ સાંભળ્યુ છે, કે દુષ્યંત રાજા પોતાના મિત્ર સ્વર્ગના રાજા ઇંદ્રને દાનવો સાથેના યુદ્ધમાં મદદ કરી વિજય મેળવી પાછા ફર્યા છે. તે કણ્વઋષિનાં દર્શન કરી ઘર તરફ જનાર છે. શકુંતલા ને તેમનો મેળાપ થાય તો કેવું સારૂં! હરીચ્છા. લાવ, પેલો સર્વદમન સિંહના બચ્ચા સાથે કેવી ગમત કરે છે તે જોઉં.

(બે તાપસીઓ વાતચીત કરતી આવે છે, ને એક સ્થળે બેસે છે. સર્વદમન સિંહના બચ્ચા સાથે ખેલતો બે તાપસી વચ્ચે આવી બેસે છે. આ બનાવ જોવા એક બાજુએ દુષ્યંત રાજા ઉભો છે, ને બીજી બાજુએ ઉપરોકત બ્રાહ્મણ ઉભો છે.)

**સર્વદમન**—રે સિંહ, ઉઘાડ તારૂં મોં. મારે તારા દાંત ગણવા છે.

**૧લી તાપસીઃ**—અરે લુચ્ચા, આ બિચારાં જનાવરોને કેમ સતાવે છે? જાણતો નથી કે એ પણ નાનાં છોકરાંની પેઠે આ તપોવનમાં ઉછરે છે. તારૂં તોફાન તો વધતુંજ જાય છે. ઋષિઓએ તારૂં નામ સર્વદમન પાડયું છે, તેમાં કંઈજ ખોટું નથી.

**દુષ્યંતઃ**—આ બાળકને જોઈ મારા કાળજામાં એના ઉપર પેટના દીકરા જેટલું વહાલ કેમ ઉપજે છે, વારૂ? મને લાગે છે, કે મારે છોકરૂં નથી તેથી એમ થતું હશે.

**બ્રાહ્મણઃ**—કંઇક એવું. પણ ખરૂં તો દીકરો પોતાનો થાય છે, તેથી એમ થાય છે. જો શકુંતલાનો ત્યાગ ન કર્યો હોત તો કેટલાંએ લાડ પોતે તેને લડાવતા હોત. પણ શું કરે? ધાર્યું હરિનું થાય છે.

**૨જી તાપસીઃ**—અરે, સિંહણ આવીને તને મારશે હો, જો તું એના બચ્ચાને નહિ છોડે તો.

**સર્વદમનઃ**—હં, ત્યારે તો હું એનાથી બી જવાનો.

**૧લી તાપસીઃ**—બેટા, સિંહના બચ્ચાને છોડી દે. તને બીજું કંઇ રમકડું રમવા આપું.

**સર્વદમન** (હાથ લંબાવી):—ક્યાં છે? પહેલું આપો, પછી છોડું.

**દુષ્યંત** (હાથ સામુ જોઈ) :— અહો, પ્રાતઃકાળે ખીલેલા કમળ જેવા એના હાથમાં ચક્રવર્તીનું લક્ષણ જણાય છે!

**બ્રાહ્મણઃ**—કેમ ન જણાય? આપ ક્યાં વીરતામાં ઓછા છો?

શૌર્ય કેરા તેજથી દેવો મૈત્રી ચહાય છે,
પ્રતિકૂળતા એટલી કે ધાર્યું હરિનું થાય છે.

**૨જી તાપસીઃ**—બેન, મેંએથી મનાવ્યો આ માને તેમ નથી. મારી કોટડીમાં પેલો રંગેલો મોર છે, તે આને લાવી આપ

**સર્વદમનઃ**—મોર લાવતાં સુધી તો હું આની સાથેજ રમીશ (એમ કહી હસે છે.)

**દુષ્યંત**— હરિગીતછંદ.

કંઇ કંઈ હિસંતી દંતકળીઓ વણુ નિમિત હસવાં થકી,
ને કાલી કાલી બોલી ના સમજાય તેવી તોતલી;
અંકે ચઢીને બેસવા બહુ તલપતા પૂત જે લીએ,
થાએ મલિન વળી અંગ ધૂળે ધન્ય તેને લેખીએ!

એવો પ્રસંગ નસીબમાં ક્યાંથી હોય કે આવા પરાણે વહાલા લાગતા છોકરાને ખોળામાં બેસાડી રમાડવાનો લાભ મળે

**બ્રાહ્મણઃ**—ક્યાંથી મળે ? હાલ તો મોંમાં પાણી લાવવામાંજ મઝા છે. ખરેખર,

આશા નિરાશા ઝોલમાં માનવ ઝોલાં ખાય છે,
સુલટા તણું ઉલટું બને, એ ધાર્યું હરિનું થાય છે.

**૨જી તાપસીઃ**—વારૂ, આ મને ગણકારતો નથીને ? (આજુ-બાજુ જોઇ.) આટલામાં કોઇ ઋષિકુમાર છે ? (રાજાને જોઇ) ભાઇ, અહીં આવોને જરા. એણે એને સખત પકડી રાખ્યો છે, તેને કૃપા કરીને છોડાવોને. (રાજા પાસે આવે છે.)

**દુષ્યંતઃ**—ભાઈ ઋષિકુમાર, આશ્રમનાં પશુને આમ દુઃખ દેવું તને શોભે ?

**૨જી તાપસીઃ**—ભાઈ, આ ઋષિકુમાર ન હોય.

**દુષ્યંતઃ**—એના મુખની આકૃતિ અને આ ચેષ્ટા જોતાંજ મને લાગ્યું તો હતુંજ; પણ આ આશ્રમસ્થાન છે, એમ જાણી મેં એને ઋષિકુમાર ધાર્યો.

**૨જી તાપસીઃ**—અરે, આ શું ! આ બાળકની આકૃતિ તમારી આકૃતિને મળતી આવે છે; વળી તમે અજાણ્યા છતાં તમારૂં કહેવું એણે માન્યું, એ શું !

**બ્રાહ્મણઃ**—હાં, એજ ખરૂં છેને, દીકરો એનો થાય છે. અજાણપણાનું કારણ તો ધાર્યું હરિનું થાય છે.

**દુષ્યંતઃ**—જો આ મુનિકુમાર નથી તો કયા ક્ષત્રિય વંશનો છે ?

**૨જી તાપસીઃ**—પુરુવંશનો.

**દુષ્યંત** (સ્વગત):—પુરૂવંશનો ! હું પણ પુરૂવંશનો છું. (તાપસીને.) એના બાપનું નામશું ?

**૨જી તાપસીઃ**—જે ધણીએ પોતાની ધર્મ પ્રમાણે પરણેલી સ્ત્રીને વગર વાંકે કાઢી મૂકી એવા નઠારાનું તે કોણ નામ દે ?

**બ્રાહ્મણઃ**—અરરર, તાપસી. તું આવી કઠણ હૈયાની કાં થાય છે? પણ તેનો શો દોષ ?

દાઝયા પર જો ડામ, ગડ પર ગુમડાં થાય છે;
પડતાં પર દે લાત, એ ધાર્યું હરિનું થાય છે.

**દુષ્યંત** (સ્વગતઃ)—અરે, આ વાત તો મનેજ લાગુ પડે છે. મેંજ શકુંતલાને વગર વાંકે કાઢી મૂકી છે. આ છોકરાની માનું નામ તો પૂછી જોઉં ? (વિચાર કરીને.) ના, ના. પારકાની સ્ત્રી વિષે પૂછપરછ કરવી એ ખોટું.

**બ્રાહ્મણઃ**—અલબત ખોટું. પણ ધીરા પડી જુઓ તો ખરા કે નાવ કેમનું જાય છે? હરિ હૈયે રાખી જુઓ, કે પછી મનનું ધાર્યું થાય છે.

**૧લી તાપસી** (મોર લઈ આવી):—અરે સર્વદમન લે આ શકુંત-લાવી.

**સર્વદમનઃ**—ક્યાં છે મારી મા? (આશ્રમ ભણી દોડે છે.)

**૨જી તાપસીઃ**—ખરેખર શબ્દ મળતા આવવાથી આ માયેલો છોકરો ઠગાયો.

**૧લી તાપસીઃ**—ઠગાયો. (બંને તાપસી જાય છે.)

**દુષ્યંતઃ**—તાપસીએ કહ્યું કે લે આ શકુંત લાવી; એટલે મોર લાવી. છોકરો સમજ્યો કે મારી મા આવી. શકુતલા આવી એમજને? અહાહા. ત્યારે શું એની માનું નામ શકુંતલા છે! એમજ. ત્યારે તો એ મારોજ પુત્ર છે. લાવ ઋષિજીને મળી શકુંતલા અને આ પુત્રરત્નને મળવું. (રાજા જાય છે.)

**બ્રાહ્મણઃ**—આખરે ઇશ્વરેચ્છાએ દુષ્યંત રાજાનો મનોરથ સિદ્ધ થયો. જોઇતું તેને મળી ગયું. જીવ, આટલું શીખી લેઃ—

કર ઇચ્છાનો ત્યાગ, થાવાનું કિરતારનું,
હૈયે હિંમત રાખ કરી સમરણ જગનાથનું.
અનાથનો એ નાથ લજ્જા સૌની રાખતો,
લઈએ તેનું નામ કે આવી આંધી કાપતો.



# પુષ્પ ૧૯ મું.



## ચાર મૂર્ખ પંડિતો.

### પાત્રો.

ઇશ્વરદત્ત, ચારુદત્ત, વિશ્વદત્ત, ને હરિદત્ત એ ચાર પંડિતો
મુખી, કુંભાર, ને સ્મશાની.

**સાધન:**—શબ, ઈંટ અને ગધેડાનાં મોડેલ. જલેબી, સુતરફેણી વડાં. ને ખીચડી.

સ્થળ:—ગંગાકાંઠો.

**ઇશ્વરદત્ત:**— હરિણી છંદ.

ગુરુજી શીખવે એકી રીતે ગુણી જડ બેઉને,
ગ્રહણ કરવે શક્તિ દે ના, ન ઓછી કદી કરે;
ફરક ફળમાં તોએ મોટો પડે નજરે નકી,
વિમળ મણિ લે ઝીલી તેવું સુબિંબ ન ઠીકરી.

અમે ચાર જણ કાશીમાં ભણવા આવ્યા છીએ. ગુરુ પણ સારા મળ્યા, પણ ઈશ્વરેજ પક્ષપાત કરી ગ્રહણ-શક્તિ ઓછી આપી જેથી અભ્યાસમાં અમે પાછા પડી ગયા. વિચાર કરતાં જણાયું કે શાસ્ત્રમાં બધુંજ છે; માટે શાસ્ત્રજ ગોખી કાઢીએ એટલે પત્યું. આથી ગુરુજીનાં બધાંજ પુસ્તકોનો ઉતારો કરી લીધો, ને મંત્રો મોંએ કરી લીધા. બસ. કરવાનું બધું થઇ ગયું. હવે ગુરુને ત્યાં રહેવાનો કંઈજ અર્થ નથી.

**ચારુદત્ત:**—બરાબર છે, ઇશ્વરદત્ત. શાસ્ત્ર બધું બગલમાં ને મંત્રો બધા મગજમાં,એટલે બધુજ આપણી પાસે આ-



ચારમૂર્ખ પંડિતો (પૃ. નં. ૮૪)

વી ગયું. ગુરુ પાસે રહેવાની હવે મને જરૂર જણાતી નથી.

**વિશ્વદત્તઃ**—તો ચારુદત્ત, હવે ઘેર જવાની તૈયારી કરીએ. **मनः पूतं समाचरेत्।**

**હરિદત્તઃ**—વિશ્વદત્ત, ગુરુજીની આજ્ઞા લેવી જોઇએ, એમ શાસ્ત્ર કહે છે. શાસ્ત્રના નિયમોનું આપણેજ ઉલ્લંઘન કરીશું તો બીજા પાસે શાસ્ત્રના નિયમો શી રીતે પળાવી શકવાના હતા ?

**વિશ્વદત્તઃ**—સત્ય છે. અનુભવીનાં વચનોની સાર્થકતા તો જુદીજ.

**ચારુદત્તઃ**—હરિદત્ત આપણે શાસ્ત્રોની અવગણનાની વાતજ કયાં કરીએ છીએ ? ગુરુજીની આજ્ઞા લઇનેજ નીકળવું. એમાં સંદેહ શો ?

**વિશ્વદત્તઃ**—તો ચાલો ગુરુ પાસે.

**સર્વ પંડિતોઃ**—ચાલો. (બધા ગુરુ પાસે જઇ આજ્ઞા માગી ઘેર જવા નીકળે છે. )

## પ્રવેશ ૨ જો.

સ્થળ રસ્તો.

**ઈશ્વરદત્તઃ**—ચારુદત્ત, ગુરુની આજ્ઞા મેળવતાં વાર ન લાગી

**ચારુદત્તઃ**—ગુરુ જાણેજ ને કે ભણીને પોપટ થએલા વિદ્યાર્થીઓને રાખવાનું પ્રયોજન શું ?

**વિશ્વદત્તઃ**—હાં, **किं प्रयोजनम्।** ખરૂંને, ચારુદત્ત.

**હરિદત્તઃ**—ભાઇ, બે રસ્તા આવ્યા. કયે રસ્તે જવું ?

**ઇશ્વરદત્તઃ**—શાસ્ત્રનું પ્રમાણ જુઓ.

**વિશ્વદત્તઃ**—**महा जनाः गन्ताः स पन पन्थाः ।** મહાજન ચાલે તે રસ્તે ચાલવું.

(કેટલાક વાણીઆ શબ લઈને પસાર થાય છે.)

**હરિદત્તઃ**—ભાઈ, શી નાત છો?

**એક માણસ**—વાણીઆ.

**ચારૂદત્તઃ**—વાણીઆ લોકને વ્યવહારમાં મહાજન લોક કહે છે.

**વિશ્વદત્તઃ**—'મહા' શબ્દનો એક અર્થ 'ઘણા' પણ થાય છે; માટે મહાજન એટલે વાણીઆ અગર ઘણા માણસ. એ પ્રમાણે આ લોક જાય તે રસ્તે આપણે જવું જોઇએ.

**ઈશ્વરદત્તઃ**—યથાર્થ છે. ત્યારે ચાલવા માંડો.

(શબ પાછળ ચાલતા ચાલતા સ્મશાનમાં આવે છે. ઊંટ આવે છે.)

**ચારૂદત્તઃ**—આ ઉતાવળે ચાલતું આવે છે, એ પ્રાણી કયું હશે

**વિશ્વદત્તઃ**—**धर्मस्य त्वरिता गतिः !** શાસ્ત્રમાં ધર્મની ગતિ ઉતાવળી કહી છે.

**હરિદત્તઃ**—અહ્યો વિશ્વદત્ત, તેં શાસ્ત્રના સિદ્ધાંતો ઠીક પાઠે કર્યા છે.

**ઈશ્વરદત્તઃ**—અને આ શું ? ગર્ધવ કહેતાં ગધેડુ સ્મશાનમાં આવ્યું છે.

**વિશ્વદત્તઃ**—**राजद्वारे स्मशानेच यस्तिष्टति स बांधवः ।**

સ્મશાનમાં એ આપણી સાથે ઉભું છે, માટે તે આપણો ભાઈ છે; ને ભાઇને જોઇને આપણે ભેટવું ઘટે છે.

**પંડિતોઃ**—બરાબર છે (સઘળા ગધેડાને ભેટી પડે છે.)

**ઇશ્વરદત્તઃ**—ભાઇઓ, આ ગંગાતટ છે ઇચ્છા હોય તે નાહી લઇએ.

**હરિદત્તઃ**—આ દેહે કરીને જેટલો પુણ્ય લ્હાવો લેવાય તેટલો લેવો જોઇએ.

(સર્વે નદીમાં નાહવા ઉતરે છે.)

**ઈશ્વરદત્તઃ**—નમદે હર, હર. જય ગંગામૈયા.

**ચારુદત્તઃ**—ગંગા, ગોમતી, ગંડકી, સરસ્વતી, ગોદાવરી, નર્મદા....અરે ભાઇ, દોડો. પેલો વિશ્વદત્ત ડૂબે છે.

**હરિદત્તઃ**—એની ચોટલી મારા હાથમાં આવી છે, પણ વજન વધારે લાગે છે. એ મારા હાથમાં રહેશે નહિ. શું કરવું ? શાસ્ત્રપ્રમાણ ખોળો.

**ચારુદત્તઃ**—અરે, શાસ્ત્ર પ્રમાણ તો એ વિશ્વદત્ત સારાં જાણતો હતો. હાય, હાય, સર્વ શાસ્ત્રનો ભંડાર ભેળાઇ જાય છે. કોઇ દોડો. બચાવો.

**ઇશ્વરદત્તઃ**—શાસ્ત્રમાં એમ કહ્યું છે, કે બધું જતું રહેતું હોય, તો જેટલું બચે તેટલું બચાવવું; માટે હરિદત્ત, વિશ્વદત્તનું જેટલું બચાવી શકું તેટલું બચાવ.

**હરિદત્તઃ**—સમજ્યો. વિશ્વદત્તની ચોટલી મારા હાથમાં છેને, તેજ કાપી લઉં.

**કુંભારઃ**—મૂર્ખાઓ, તમારો સાથી ડૂબે છે, ત્યાં શાસ્ત્રની વાતો શાની કરો છો ? અક્કલના અધુરા લાગો છો. બધું બચે તેમ કરોને. ચાલો મને મદદ કરો.

( સર્વ મળીને વિશ્વદત્તને બહાર કાઢે છે. )

**વિશ્વદત્તઃ**—ભાઈઓ, તમારો મોટો ઉપકાર થયો. તમારી મદદથીજ આજ હુ બચ્યો છું.

**કુંભારઃ**—તમે કોણ છો ને કયાંથી આવો છો ?

**હરિદત્તઃ**—અમે ચારે પંડિતો છીએ. કાશીક્ષેત્રમાંથી અભ્યાસ કરી અમે અમારે વતન જઈએ છીએ.

**કુંભારઃ**—મારા ગામમાં આજની રાત રહી કાલે જજો. ગામનો મુખી ભાવિક છે.

**ચારુદત્તઃ**—ઠીક છે. કેમ, ઇશ્વરદત્ત ?

**ઇશ્વરદત્તઃ**—ભાવિક જનોની અભિલાષા સંતૃપ્ત કરવી જોઇએ.

**વિશ્વદત્તઃ**—ભક્ત આધીન ભગવાન તેમ યજમાનને આધીન પુરોહિત.

**કુંભારઃ**—ગામ અહીં નજીકજ છે. ચાલો.

**ઇશ્વરદત્તઃ**—ચાલો. શ્રી હરિ. ૐ તત્સત્ પરમાત્માને નમઃ નમઃ શિવાય! જય જગદંબા.

( સર્વે જાય છે. )

---

## પ્રવેશ ૩ જો.

મુખીનું ઘર.

**મુખીઃ**—મહારાજ, આજ આપના ચરણરજથી આ સેવકનું ઘર પાવન થયું છે. ભોજન સામગ્રી તૈયાર થઇ ગઇ છે, ને આસનો ગોઠવી દીધાં છે.

**ઇશ્વરદત્તઃ**—ત્યારે તો અમારો બેસવાનોજ વિલંબ જણાય છે. ચાલો, ભાઇઓ યજમાન ખોટી થાય છે. (ચારે જણા આસન પર જમવા બેસે છે.)

**વિશ્વદત્તઃ**—ભોજનસામગ્રી શાસ્ત્રાનુસાર હોવી જોઇએ.

**હરિદત્તઃ**—ભાઇ આ વસ્તુ તો જુઓ. ચકરડા જેવી લાગે છે.

**વિશ્વદત્તઃ**—એની વક્ર ગતિ છે. વક્ર ગતિવાળાની સંગતિ કરવાનો શાસ્ત્રમાં નિષેધ છે.

**ઇશ્વરદત્તઃ**—ત્યારે તે વસ્તુ બાજુએ મૂકો. (સર્વે જલેબી બાજુએ મૂકે છે.)

**વિશ્વદત્તઃ**—દીર્ઘસૂત્રીની શાસ્ત્રમાં નિંદા કરી છે. આ સફેદ વસ્તુ કે જે લાંબા લાંબા તાંતણાઓની બનેલી છે, તે પણ વર્જ્ય કરવી જોઇએ.

**ચારુદત્તઃ**—અને આ ત્રીજા પદાર્થમાં તો અસંખ્ય છિદ્રો છે. શાસ્ત્રમાં છિદ્રો જોવાની મના કરી છે, તો તે પદાર્થ ખાવો એ તો મહાન અધર્મ કહેવાય.

**ઇશ્વરદત્તઃ**—યજમાન, આ સઘળી વસ્તુઓ શાસ્ત્રનિયમાનુસાર અભોજ્ય છે. અમે શાસ્ત્રના સિદ્ધાંતનું યથાર્થ પાલન કરનારા છીએ. ડગલે ને પગલે શાસ્ત્રનાં પ્રમાણો લઇને ચાલીએ છીએ; માટે બીજી કંઈ સાદી વસ્તુ હોય તો લાવો, નહિ તો અમને રજા આપો.

**મુખીઃ**—(સ્વગત) સમજ્યો. આ ચાર પંડિતો નથી, શાસ્ત્રના ખરા જાણકાર નથી, પણ વેદીઆ ઢોર છે. શાસ્ત્ર ભણ્યા છે, પણ ગણ્યા નથી; જેથી અર્થના અનર્થ કરે છે. હરિ ઇચ્છા. પણ આ બ્રાહ્મણો છે. મારે ઘેર આવ્યા ને ખાલી હાથે જાય એ ઠીક નહિ. (પંડિતોને) પંડિતો, બીજી કંઇ રસોઇ તૈયાર નથી, માટે લાચાર છું; આ પાંચ શેર ખીચડી બંધાવી આપું છું, તે લીધા પછી આપ પધારો. આ સેવક આપની યોગ્ય સેવા બજાવી શકયો નથી, કારણ કે હું આપના જેવો શાસ્ત્રનો જાણકાર નથી. ક્ષમા કરશો.

**વિશ્વદત્તઃ**—બધા ઓછાજ શાસ્ત્રના જાણકાર થઇ શકે છે. કંઈ નહિ. લો, રજા લઇશું. શુભં ભવતુ ।

(સર્વે જાય છે.)

## પુષ્પ ૨૧ મું.



## રજપુતોનો કુસંપ.

### પાત્રો.

**ધર્માનંદઃ**—એક બ્રાહ્મણ.

**સામંતસિંહઃ**—એક રજપુત.

**જયચંદઃ**—કનોજનો. રાઠોડ રાજા.

**વીરસિંહ**
**તેજસિંહ**
**ગજસિંહ** }—બીજા રજપુત રાજાઓ.

### પ્રવેશ ૧લો.

સ્થળ દિલ્હી.

**ધર્માનંદઃ**— ઉપજાતિ.

બીજી સવારે થશે રામ રાજા,
જાણી પ્રજાનાં મન સર્વ રાચ્યાં,
સવારે સીધાવ્યાં વન રામસીતા,
ન જાણ્યું ખરૂં ભાવિ ઘડે વિધાતા.

આજની સ્થિતિમાં કાલ શો ફેરફાર થશે એ માત્ર ઇશ્વરજ જાણે છે. સમયનો વિચાર મનુષ્યે જરૂર કરવો જોઇએ. દિલ્હીમાં અનંગપાળ તુંવારે દત્તક લીધેવા પૃથ્વીરાજનું, અજમેરમાં સોમેશ્વર ચોહાણનું, કનોજમાં જયચંદ રાઠોડનું, આબુમાં જેતસી પરમારનું ને ગુજરાતમાં ભોળા

ભીમનું રાજ્ય છે. આ પાંચ અગ્રગણ્ય રજપુત રાજ્યોથી હિંદનું ભાવિ હાલ ઉજવળ છે. હિંદનાં આ રાજ્યો પોતાનો સંપ જાળવશે કે નહિ એ એક મોટી શંકા છે. અનંગપાળે પોતાના નાના ભાણેજ પૃથ્વીરાજને દિલ્હીની ગાદી આપી એથી તેનો બીજો મોટો ભાણેજ જયચંદ રાઠોડ ગુસ્સે થયો છે. એણે કુસંપની શરૂઆત કરી છે. બીજી બાજુએ અફગાનિસ્તાનનો ઘોરી શાહ શાહબુદીન હિંદ પોતાને હસ્તક કરવા સવારીઓ કરે છે. ખોટી મમતમાં આ રાજ્યો પોતાનો કુસંપ વધારશે તો બે બિલાડીઓની લડાઈમાં વાંદરો ફાવ્યો એવો ઘાટ થશે. હરિ હરિ.

( સામંતસિંહ આવે છે. )

**સામંતસિંહઃ**—ભગવાન, પૃથ્વીરાજ મહારાજે ગુજરાત પર સવારી કરી છે, એ આપે જાણ્યું કે ?

**ધર્માનંદઃ**—થોડા દિવસ ઉપર દિલ્હી શહેરમાંથી લશ્કર વિદાય થતું જોયું હતું. મેં જાણ્યું હતું કે ઘોરી શાહને એક વખત ચોહાણ રાજાએ હરાવ્યો છતાં ફરીથી ચઢી આવ્યો હશે.

**સામંતસિંહઃ**—ધર્માનંદજી, વાત તો જુદી છે. આબુના રાજા જેતસિંહ પરમારને ઇચ્છનકુમારી નામે કુંવરી છે.

**ધર્માનંદઃ**—હા, હા. પૃથ્વીરાજ સાથે જેનો વિવાહ થયો છે, એજને ?

**સામંતસિંહઃ**—હા; ભગવાન, ગુજરાતના સોલંકી રાજા ભીમે એ કુંવરીનું માગું કર્યું, તે પરમાર રાજાએ ન સ્વીકાર્યું.

**ધર્માનંદઃ**—નજ સ્વીકારે. હાં પછી.

**સામંતસિંહઃ**—ભીમે આબુ પર ચઢાઇ કરી. પરમારોએ લોહી રેડયું, પણ હાર્યા.

**ધર્માનંદ**—અને ઇચ્છિનકુમારી સાથે ભીમે બળાત્કારે લગ્ન કર્યું, તેથી પૃથ્વીરાજે ગુજરાત પર સવારી કરી એમજને ?

**સામંતસિંહઃ**—નાજી. પરમાર રાજા જેતસી અને તેનો કુંવર સલખ કુંવરીને લઈ અજમેર ગયા. ભીમે અજમેર પર સવારી કરી તેજ વખત ઘોરી શાહે લાગ જોઈ અજમેર પર સવારી કરી.

**ધર્માનંદઃ**—સોમેશ્વર ચોહાણને બે બાજુનો મારો થતો જાણી પુત્ર પિતાની વહારે ધાયો; ખરૂં ?

**સામંતસિંહઃ**—ના, ભગવન. સારૂં થયું કે ચંદ બારોટ તે વખતે અજમેરમાં હતા. તેમણે ભીમને હરાવ્યો, ને સોમેશ્વર મહારાજે ઘોરી શાહને હરાવ્યો.

**ધર્માનંદઃ**—પત્યું. ચોહાણોનું નામ રહ્યું.

**સામંતસિંહઃ**—પણ પોતાનો વેરભાવ ભીમ ભૂલ્યો નહિ. તેણે પોતાના પીતરાઇઓને માર્યાનું બહાનું કાઢી ફરીથી અજમેર પર સવારી કરી. તેમાં સોમેશ્વર મહારાજ મરાયા. પિતાના મરાયાના સમાચાર જાણી પૃથ્વીરાજ મહારાજે ગુજરાત પર સવારી કરી. આજેજ સમાચાર આવ્યા કે ભીમદેવને મહારાજે હરાવ્યો છે.

**ધર્માનંદઃ**—સામંતસિંહ, આ બધાં રજપુતોની અવનતિનાં ચિહ્નો છે. પરદેશી રાજાની થતી સવારીઓ વખતે રજપુતોએ આ જે કુસંપ આદર્યો છે, તે તેમનેજ દુઃખદાયી થઇ પડશે.

**સામંતસિંહઃ**—બીજી એક વાત કહેવાની છે. કનોજના જયચંદ રાઠોડે રાજસૂય યજ્ઞ આરંભ્યો છે; તેમાં હિંદના સર્વ રાજાઓને નોતર્યા છે ને તેમને યજ્ઞનાં અમુક અમુક કાર્યો કરવાનાં સોંપ્યાં છે.

**ધર્માનંદઃ**—બધા રાજાઓ ઉપર પોતાનું આધિપત્ય દાખવવાનો મિથ્યા પ્રયાસ. પૃથ્વીરાજ મહારાજને નિમંત્રણ કર્યું છે?

**સામંતસિંહઃ**—હાજી, વળી તેમને દ્વારપાળનું કાર્ય સોંપવાનું છે.

**ધર્માનંદ**—કહો, આ હાથે કરીને લડાઈ કરવાનીજ પેરવી છેને? શું આવું અપમાન પૃથ્વીરાજ કે બીજા રાજાઓ સહી શકશે? હું તો ધારૂં છું કે આ યજ્ઞમાં કોઇ ભાગજ લેશે નહિ.

**સામંતસિંહઃ**—બીજા રાજાઓ હાજરી આપે એ માટે સાથે સાથે રાઠોડ રાજાએ પોતાની કુંવરી સંયુક્તાનો સ્વયંવર રચવા ધાર્યો છે.

**ધર્માનંદઃ**—ઠીક, ત્યારે તો તમે પણ સ્વયંવરમાં હાજરી આપશોજ.

**સામંતસિંહઃ**—હાજી, જો આપને એ રંગ જોવાની ઇચ્છા હોય તો તમારા ઉતારાની ગોઠવણ હું કરી શકીશ.

**ધર્માનંદઃ**—ના, રે ના. એવા દંભી સમારંભોમાં મારા જેવા શાંત પ્રકૃતિના માણસનું કામ નહિ. તમે પાછા આવો ત્યારે ત્યાંના સમાચાર જણાવજો એટલે બસ.

**સામંતસિંહઃ**—વારૂ. લો રજા લઇશ.

**ધર્માનંદ**—સારૂં.

( બંને જાય છે. )

---

## પ્રવેશ ૨ જો.

કનોજનો રાજદરબાર.

( સંયુક્તાનો સ્વયંવર રચાયો છે, તેમાં દેશદેશના રાજાઓ આવી બેઠા છે. )

**જયચંદઃ**—વીરસિંહ, યજ્ઞનું કાર્ય ઠીક નિર્વિઘ્ને પાર પડયું. સઘળા રાજાઓએ એમાં ઠીક મદદ આપી છે. એમનો બદલો હું વાળી શકીશ નહિ.

**વીરસિંહઃ**—મહારાજ, એ તો સર્વેને પોતાના કાર્યનું ફળ મળી રહેશે.

**જયચંદઃ**—ચોહાણુરાજા ન આવ્યો તે નજ આવ્યો.

**ગજસિંહઃ**—આ દરવાજા આગળ ગોઠવેલું પૃથ્વીરાજનું સોનાનું પુતળું પૃથ્વીરાજની ગરજ સારે તેવુંજ છે.

**તેજસિંહઃ**—એના હાથમાં છડીની ખામી છે.

**જયચંદઃ**—ભાઇ, ગમે તેટલો તો પણ એ મારો મસિઆઇ ભાઈ. તેની આબરૂનું એટલું તો જતન કરવું પડેજ.

**વીરસિંહ**:—ખરૂં છે, મહારાજ. હવે સંયુકતાને વરમાળા લઇ પધારવાની અનુજ્ઞા થવી જોઈએ. સઘળા રાજાઓ હવે ઉંચી આશાએ રાહ જોઈ રહ્યા છે.

**જયચંદ**:—હું હવે તેજ કાર્ય કરૂં છું. કોઇ હાજર.

**અનુચર**:—જી મહારાજ.

**જયચંદ**:—સંયુકતાને કહો કે આ પધારેલા ભૂપતિઓમાંથી પોતાને લાયક વીર પસંદ કરી વરમાળ પહેરાવવાની રાજાજી આજ્ઞા કરે છે.

**અનુચર**:—મહારાજની જેવી આજ્ઞા (અનુચર જાય છે.)

**વીરસિંહ**:—(બાજુ પર જઇ.) અંહં. કેમ તેજસિંહ? તેજમાં લાગો છો.

**તેજસિંહ**:—ભાઇ, સમયનો રંગ છે. જુઓને, તમારા આખા અંગમાં કેટલો તનમનાટ છે. અમે તો વા ખાતા રહીશું ને વરમાળ તો આ તમારા કંઠમાંજ આરોપાશે.

**વીરસિંહ**:—ધનભાગ્ય. પણ ભાઇ, મોરસલ્રીની વાસ તો ગજસિંહ પાસેથી આવે છે. એમનો ભપકો જબરો છે. મારૂં ને તમારૂં બંનેનું નસીબ જોખમમાં છે.

**ગજસિંહ**:—ખમા કરે. ભાઇ, રાજાના કર્તાકારવતા તમે બે છો. રાજમહેલમાં તમારો અવરજવર એટલે કુંવરીની નજરમાં જરૂર તમારા બેમાંથી એકજ પસંદ થઇ ગયા હશે. ઘી ખીચડીમાં ભળશે ને આ પાપડ તો બાજુએ રહી જશે.

**તેજસિંહ**:—હવે ઠઠ્ઠા મશ્કરી જવા દો. સૌ પોતપોતાના

મનમાં ખાંડ ખાય છે. કોણ જાણે સંયુક્તા કોને વરમાળ આરોપશે ?

**વીરસિંહઃ**—ભાઈ, સૌ ઠીકઠાક થઇ જાઓ. સંયુકતા વળમાળા લઇ મહેલમાંથી બહાર નીકળે છે.

**તેજસિંહઃ**—ભાઇ, આમ કેમ ? સંયુકતા તો વરમાળા લઈ દરવાજા તરફ જાય છે.

**ગજસિંહઃ**—દરવાજાના કમાડને વરમાળા પહેરાવવાની હોય તો ?

**વીરસિંહઃ**—મહારાજ, જોયું ? સંયુકતાએ પૃથ્વીરાજના પુતળાને વરમાળા પહેરાવી.

**જયચંદઃ**—હેં.

**તેજસિંહઃ**—દોડો, દોડો સંયુકતાને કોઇ ઘોડા ઉપર બેસાડી નાઠું.

**જયચંદઃ**—કોણ છે એ હરામખોર ? મારો, મારો.

(સર્વે જાય છે.)

## પ્રવેશ ૩ જો.

જંગલનો રસ્તો.

**ધર્માનંદઃ**—જર, જમીન, ને જોરૂ; એ કજીઆના છોરૂ. એ ત્રણને લીધે રજપુતોનો વિનાશ થયો. હિંદુસ્તાનનાં રજપુત રાજયો કુસંપથી છુટાં પડયાં તો ઘોરી શાહે એક પછી એક એ રાજયો જીતી લીધાં. દિલ્હી, કનોજ ને અજમેર ત્રણે ઘોરી શાહને કબજે ગયાં. અણી ખોઇ તેણે સર્વસ્વ ખોયું. સામાન્ય શત્રુને હરાવવાને વખતે સંપ કરવાને બદલે રજપુત રાજયો લડયાં ને પાયમાલ થયાં. અરવલીનો ખુણો સેવવો







બીરબળને શિક્ષા (પૃ. નં. ૧૦૭)

પડયો. દેશ પરદેશીઓના હાથમાં ગયો. ઉત્તર હિંદમાં મુસલમાનોએ વસવાટ કર્યો ને રજપુતો દક્ષિણ તરફ અરવલીની ખીણોમાં ભરાયા. હશે. રાજા હિંદુ હોય કે મુસલમાન હોય. તેનો કંઇ વાંધો નથી પણ સંપની જરૂર છે. હવે હિંદુ અને મુસલમાનો સાથે વસ્યા તો તેમણે પણ સંપ જાળવવો પડશે. હિંદુ-મુસલમાન હવે પોતાનો સંપ નહિ જાળવે તો વળી બીજી કોઇ સત્તા ફાવી જશે ને દેશની આથી પણ વધારે અવનતિ થશે. હે પ્રભુ, હવે હિંદુ અને મુસલમાનોને સદ્બુદ્ધિ આપ અને તેમનામાં સલાહશાંતિ સ્થાપ. હિંદની સલામતી જાળવવી એ હવે તારા હાથની વાત છે. શિવશિવ.

---

## પુષ્પ ૨૦ મું.

## બીરબલને શિક્ષા.

### પાત્રો.

**બીરબલઃ**—અકબર પાદશાહનો માનીતો માણસ.

**અકબરઃ**—મોગલ પાદશાહ.

હજુરીઆ, ઢેડા, વગેરે.

**બીરબલઃ**—હે વિભુ! (માલિની છંદ.)

હિમગિરિ સમ સાહી સિંધુપાત્રે ભરીને,
મહીતટ પટ ઢાળી શારદા દેવી નિત્યે;
સુરતરુ વર કેરી લેખિનીથી લખે એ,
તદપિ તવ ગુણોનો પાર પામે નહિ તે.

અહા ! મનુષ્ય તે કોણ માત્ર ! અહંહં. એ ઈશ્વરની બરોબરી કરવી એવી મનુષ્યથી તો વાતજ શી રીતે થાય અથવા તેવું અભિમાન ધરાવનાર કેવળ મૂર્ખજ સમજવો રાજા એ દેવનો અંશ છે, એ ખરૂં પણ એ આ આખ વિશ્વનો ચલાવનાર સર્વ સત્તાધીશ દેવ તો નહિજ. અસ્તુ. અકબર પાદશાહે કાલ એવી વાત કરી કે 'લોકો એમ વાત કરે છે, કે અકબરનું રાજ્ય એટલે રામનું રાજ્ય. એટલે કે રામ જેટલુંજ મારૂં ઐશ્વર્ય લોકો માને છે.' આમ કહેવાનો પાદશાહનો શો હેતુ હશે. એજ કે લોકો જેમ રામને દેવ માની પૂજે છે, તેમ મને પણ પૂજે. હરિ. હરિ. જો કદાપિ પાદશાહના મનમાં આ ભૂત ભરાશે તો એક ધર્મસંકટ આવશે અથવા આટલા અભિમાનના શિખર પર ચઢેલા પાદશાહને નમ્ર બનાવવાનો ભગીરથ પ્રયાસ કરવો પડશે. ઇશ્વર કરે તે ખરૂં. ( અકબર પાદશાહ આવે છે. )

**અકબર પાદશાહઃ**—બીરબલ, શો વિચાર કરે છે ?

**બીરબલઃ**—આપના ઐશ્વર્યનો વિચાર કરૂં છું.

**અકબરઃ**—મારૂં ઐશ્વર્ય તું કેટલું માને છે ?

**બીરબલઃ**—સારી પ્રજા આપના આ ઐશ્વર્યની સાથે રામના ઐશ્વર્યની સરખામણી કરી રહી છે એમ આપ જ્યારે કહો છો ત્યારે તો આપના ઐશ્વર્યની હવે હદજ આવી રહી

**અકબરઃ**—એમ ! બીરબલ, રામને લોકો દેવ તરીકે પૂજે છે. તો હવે રામની માફક મારી પણ દેવ તરીકે પૂજા કરે તો શું ખોટું ?

**બીરબલઃ**—બરાબર છે. પણ હજુ લોકોને થોડી આપના ઐશ્વર્યમાં અશ્રદ્ધા છે. રામના નામે સમુદ્રમાં પત્થર તર્યા તેવું આપના નામ વડે કંઈ થાય એટલા વખતની તેઓ રાહ જુએ છે.

**અકબરઃ**—શાબાશ છે, બીરબલ, તારી ચતુરાઇને. ગર્ભિત રીતે મારી થતી ભૂલને તેં ઠીક સુધારી.

**બીરબલઃ**—ખુદાવંદ. આપ સમજુ છો. જ્ઞાની છો. મારે આપને શું સમજાવવાનું હોય? પણ આપણા મનુષ્યના સામાન્ય ધર્મનો વિચાર કરીએ તો રામ, રહેમાન, ઇશ્વર કે ખુદા એ તો એકજ ને આપણે તો એનાથી જુદા તે જુદાજ. આપણે તો એના ચરણની રજ. પ્રજા તો વિવેક કરે છે, તેથી આપણે આપણું જ્ઞાનીપણું છોડવું ઘટતું નથી.

**અકબરઃ**—સત્ય છે, બીરબલ આજ તેં મને ધર્મની એક અજબ શ્રેણી સમજાવી છે. હું તને એક વરદાન માગવાની આજ્ઞા કરૂં છું.

**બીરબલઃ**—આપની આજ્ઞા શિર પર ચઢાવું છું. વખતો વખત ઘણાંએ ઇનામો આપી આપ મને રાજી કરો છો. આજ તો એજ માગું છું, કે કદાપિ મારો કંઈ વાંક થાય ને આપ મારા પર ગુસ્સે થાઓ તો હું કહું તેની પાસે મારો ન્યાય કરાવશો.

**અકબરઃ**—ભલે, તેમ થશે. (બંને જાય છે.)



## પ્રવેશ ૨ જો.

રાજદરબાર.

**અકબરઃ**—દ્વાર પર કોણ છે ?

**એક સિપાઇઃ**—જી હુજુર. હુકમ અન્નદાતા.

**અકબરઃ**—બીરબલને સત્વર મારી પાસે બોલાવી લાવો. ઝટ જાઓ. વિલંબ ન કરો.

**સિપાઇઃ**—આ ચાલ્યો. (જઈ ફરીથી બીરબલ સાથે પ્રવેશ કરે છે.) ખુદાવંદ. આ બીરબલજી પધાર્યા.

**અકબરઃ**—ઠીક, તું ચાલ્યો જા. (સિપાઈ જાય છે.) બીરબલ, આજ મને એમ થાય છે, કે તને હું શું કરૂં ?

**બીરબલઃ** (નમનતાથી):—ખાવિંદ, આ દીન બંદાની શી કસુર થઇ છે ? આજ કયા નાપાક કૃત્યથી આપ નામદાર મારા પર ગુસ્સે થયા છો ?

**અકબરઃ**—બીરબલ, તું મારો વિશ્વાસપાત્ર માણુસ હોઇ ઘણી રાજદ્વારી હકીકતો હું તને જણાવું છું. તે તું બીજાને જણાવે તેવી આશાથી કહેવામાં નથી આવતી. તારા તિવ્ર ઉત્સાહમાં આજ એક રાજદ્વારી બાબત તેં માનસીંગને જણાવી મારો વિશ્વાસઘાત કર્યો છે. બોલ ખરૂં, કે નહિ. ?

**બીરબલઃ**—ખુદાવંદ, સત્ય હકીકત જણાવવામાં મને લેશ પણ હરકત નથી. માનસીંગ પણ મારા જેવો બલકે મારા કરતાં ચઢે તેવો તમારો સહાયક છે. આપની આબાદી ને ચઢતી થાય તેવા પ્રયાસોમાં તે મચ્યો

રહે છે, એટલે મેં તો તેને આપનો માણસ જાણી તે વાત જણાવી હતી ને તે પણ આપને મદદરૂપ થવા પૂરતીજ જણાવી હતી.

**અકબરઃ**—બીરબલ, બ્રાહ્મણ માટે તું એટેલો ભોળો. રજપુતોની સાથના દાવપેચની બીના રજપુતને જણાવવામાં તારા વિવેકની ખામીજ ગણાય. એટલી રાજનીતિ તું ન સમજ્યો તેટલી તારી કસુર ગણાય.

**બીરબલઃ**—હું મારી કસુર કબુલ કરૂં છું. હવેથી આ સેવકથી તેવી તકસીર થવાની આશા ન રાખશો. એટલી રાજનીતિની ખામી હું કબુલ કરૂં છું.

**અકબરઃ**—તારે તે ગુનાની શિક્ષા ખમવી પડશે. તે બદલ તને હું શી શિક્ષા કરૂં વારૂ !

**બીરબલઃ**—જનાબે આલી, એક વખત આપે વચન આપ્યું છે કે મારો કંઇ વાંક થાય તો હું કહું તેની પાસે મારો ન્યાય કરાવવો. તો હું કહું તેની પાસે મારો ન્યાય કરાવો અને તે જેટલી શિક્ષા ફરમાવે તેટલી શિક્ષા મને કરો.

**અકબરઃ**—ભલે, તું કહે તેની પાસે તારો ન્યાય કરાવીએ.

**બીરબલ**—મહારાજ, દિલ્હી શહેરના પાંચ સાત ઢેડાઓને તેડાવી તેની પાસે મારો ન્યાય કરાવો.

**અકબરઃ**—બીરબલ. આ તું શું બોલે છે ? તેં ગમે તેવી કસુર કરી તો પણ તું મારો માનીતો માણસ–મારૂં દીલખુશ રત્ન છું. તારો ન્યાય ઢેડા કરે ! બીલકુલ નહિ. એટલી તારી જાતને હું હલકી નહિ ગણવા

દઉં. તું કહે, તો શહેરના બે ત્રણ શેઠીઆને બોલાવી તારો ન્યાય કરાવું.

**બીરબલઃ**—જી, હજુર. હરગીઝ નહિ. આપના વચનને પાછું ઠેલી મને નારાજ કરતા નહિ. હું કહું છું, તેમજ થવાદો.

**અકબરઃ**—બીરબલ, ભલે ત્યારે. તને નારાજ નહિ કરૂં. સિપાઈ,

**સિપાઇઃ**—જી હજુર. ફરમાવીએ હુકુમ.

**અકબરઃ** ગામમાંથી ચાર પાંચ ઢેડાઓને બોલાવી લાવ.

**સિપાઇઃ**—ઢેડાઓને, હજુર ?

**અકબરઃ**—હા, હા.

**સિપાઇઃ**—તેમને જે કહેવાનું હોય તે મને કહી દો, ખુદાવિંદ. હું તેમને તે જણાવીશ. આપ નામદારની હજુરમાં ઢેડાઓને તેડાવવાની શી જરૂર છે ?

**બીરબલ** ( સિપાઇને વેગળે લઈ જઈ ):—તારે કારણની ભાંજગડમાં પડવાની જરૂર નથી. હજુરશ્રીનો હુકમ જલદી બજાવ. પણ તે બિચારા આવતાં ધ્રૂજશે, માટે તેમને કહેજે કે કંઇ ભય રાખવાની જરૂર નથી. ખુદાવંદ એક સારૂં કાર્ય સોંપવા માગે છે, માટે તેડાવ્યા છે, એમ કહેજે.

**સિપાઈઃ**—આ ચાલ્યો ત્યારે. ( જઈને પુનઃ ઢેડાઓ સાથે પ્રવેશ કરે છે.) ખુદાવંદ; આ ઢેડા આવ્યા.

**અકબરઃ**—મહેતર લોકો, આજ બીરબલે વિશ્વાસઘાતનો

ભયંકર ગુનો કર્યો છે, તેને શી શિક્ષા કરવી તે તમે નક્કી કરો.

ઢેડ:—પાક નામવર, હુકમ પ્રમાણે અમે મસલત કરી શિક્ષા નક્કી કરીએ છીએ. ( પાંચે ઢેડા દૂર જઈ નીચે પ્રમાણે મસલત ચલાવે છે. )

૧લો ઢેડ:—અલ્યા, આજ દિવાનસાહેબ ઠીક હાથમાં આવ્યા છે. ઘણી વખત એ આપણને હેરાન કરે છે, માટે આજ એમનો એવો દંડ કરો કે તે જન્મારાની ખો ભૂલી જાય.

૨જો ઢેડ:—હા, એ ઠીક લાગ છે. એમનો સાત વીસુ ને દસ રૂપીઆ દંડ કરવો જોઇએ.

૩જો ઢેડ–અધધધ, એટલો બધો દંડ તેમનાં બૈરીછોકરાં વેચે તોપણ પુરો ન થાય. હું તો કહું છું, કે તેમનો પાંચ વીસુ ને દસ રૂપીઆ દંડ કરો.

૪થો ઢેડ:—ભાઇ, આપણે આપણી ગત તો વિચારો. આપણે એક વીસુ ભરવા પડે તો કેવા મરવા પડીએ છીએ, તો એમનો બહુ બહુ તો ત્રણ વીસુ ને દસ રૂપીઆ દંડ કરો.

૫મો ઢેડ:—એ પણ વધારે કહેવાય. એટલો દંડ ભરતાં પણ એમનો દમ સુકાઇ જાય. આપણે પણ દયા રાખવી જોઈએ. છેવટ તેનો બે વીસુ ને દસ રૂપીઆ દંડ નક્કી કરો.

૧લો ઢેડ:—બરાબર છે. એટલો દંડ બસ છે. કહો, ભાઈ બધાને કબુલ છે?

**બધા ઢેડ:**—કબુલ, કબુલ, કબુલ.

**૧લો ઢેડ:**—ખુદાવિંદ, બીરબલ સાહેબની વિશ્વાસઘાતની તકસીર ભારે છે, માટે તેમનો ભારે દંડ થવો જોઇએ. અમે બધાએ તેમનો દંડ નક્કી કર્યો છે. આજ્ઞા હોય તો બોલું.

**અકબર:**—બોલો.

**૧લો ઢેડ:**—મહારાજ, તેમનો બે વીસુ ને દસ રૂપીઆ દંડ કરો. આ દંડ એટલો તો ભારે છે, કે તેમને તે જિંદગી ભર યાદ રહેશે.

**અકબર:**—ઠીક હવે તમને જવાની રજા છે. (ઢેડા જાય છે.) બીરબલ, તારી તરકીબ હવે હું સમજયો. જો શહેરના આબરૂદાર ગૃહસ્થોને તેડાવ્યા હોત તો તેઓ તારો ઓછામાં ઓછો લાખ બે લાખ રૂપીઆ દંડ કરત. આ લોકોએ તેમની સ્થિતિ અનુસાર પચાસ રૂપીઆનો–મોટી રકમનો દંડ કર્યો. ધન્ય છે તારી તરકીબને. આવી ચાલાકીને લીધેજ તારા ઉપર મારો પક્ષપાત છે. તારો દંડ માફ કરૂં છું. હવે આવી ગંભીર ભૂલ ન કરીશ.

**બીરબલ:**—આપનો મોટો ઉપકાર થયો. હવે જવાની આજ્ઞા છે?

**અકબર:**—ખુશીથી જા.

(બીરબલ જાય છે. પાદશાહ પણ મહેલ તરફ જાય છે.)







સત્યવાદી રેગ્યુલસ (પૃષ્ટ નં ૧૧૫)

# પુષ્પ ૨૩ મું.

## સત્યવાદી રેગ્યુલસ.

પાત્રો.

**રેગ્યુલસઃ**—સત્યવાદી રોમન.

કાર્થેજિનિઅનો, રોમનો, પોપ, વગેરે.

**રેગ્યુલસઃ**— વસંતતિલકા.

નીતિશૂરા અવગણે, કદી એ વખાણે,
લક્ષ્મી મળે, નવ મળે, નહિ તે પ્રમાણે;
આજે થતું મરણ વા કંઇ યુગ વીતે,
સાચા પથેથી પદ ના કદી ધીર ચૂકે.

કોણ કહે છે, કે રોમનો હાર પર છે? કોણ કહે છે, કે રોમનો ઓછા શૂરવીર છે? અથવા કાર્થેજવાસીઓની સઘળી નબળાઈ મારી જાણમાં છે. રણક્ષેત્રમાં કાર્થેજિનિઅનો વિષે હું જેટલું જાણતો હતો, તેથી અધિક બિના હાલ કારાગૃહ સેવવાથી હું જાણી શકયો છું. કાર્થેજવાસીઓ નાહિંમત બન્યા છે; તેથીજ તે સલાહ કરવાની ઇચ્છા રાખે છે. જો સલાહ થઇ તો તો જરૂર કાર્થેજવાસીઓનેજ લાભ છે. રોમન કેદીઓને કાર્થેજવાસીઓએ કેર વર્તાવી—અમાનુષી વર્તન ચલાવી નિર્બળ બનાવ્યા છે; અથવા આ જગતના થોડા દિવસના મહેમાન બનાવી રાખ્યા છે. મને પણ એવી જાતનું ઝેર આપવામાં આવ્યું છે, કે હું દિન પર દિન અશક્ત બનતો જાઉં છું. હું હવે થોડુંજ જીવવાનો છું. આ ઉદરમાં કાર્થેજવાસીઓનું પાપિષ્ઠ અન્ન પડે છે, પણ

હજુ રક્ત તો રોમનુંજ છે. રોમ પ્રત્યે મારી અપૂર્વ લાગણી છે. મરતાં મરતાં પણ રોમનોનુંજ હિતચિંતન કરનારો છું. ચુસ્ત રોમન બચ્ચો છું. કાર્થેજવાસીઓ આ થોડુંજ સમજે છે. સલાહ કરવા માટે એલચીઓ સાથે મને રોમ મોકલવાનો ઠરાવ કર્યો છે. મારા હાથેજ મારા દેશનું અહિત કરાવવા ધારે છે. આ દેહ હવે નિરર્થક છે, પણ હજુ દૈવ પ્રબળ છે. મરતાં મરતાં પણ માતૃભૂમિનાં દર્શન થવાનો લાભ ઓછો છે ? તો શા માટે એ લાભ ન લઉં ? મારા દેશીઓને ચેતવણી આપવાનો પ્રસંગ શા માટે ચૂકું ? આમ કે તેમ મરણ તો નકીજ છે, તો દેશસેવા સાધી શા માટે આ ધન્ય ઘડી સફળ ન કરૂં ? ભલેને પાછા આવવાની શરત કરે. પાછો આવીશ. સખત રિબામણ કરશે તે સહીશ, પણ મારા દેશનું તો અંતે હિતજ કરીશ. (કાર્થેજના એલચીઓ આવે છે.)

**કાર્થેજના એલચીઓઃ**—રેગ્યુલસ શો વિચાર કર્યો ? તારે અમારી સાથે તો આવવુંજ પડશે.

**રેગ્યુલસઃ**—મારા આવવાથી કાર્થેજવાસીઓ લાભ થાય એમ માનતા હોય તો તેમની ભૂલ છે. હું રોમનોનો વડો છું; માટે તેઓ મારૂં કહેવું માનશે એમ રખે સમજતા.

**એલચીઃ**—ભલે ગમે તે થાય. તારે અમારી સાથે આવવુંજ પડશે અને સલાહ થાય તે રીતે તારે ચાલવું પડશે.

**રેગ્યુલસઃ**—હું તમારો કેદી છું. હું મને કે કમને તમારી

સાથે તો આવીશ. પણ સલાહ માટે તો સમયે મારાથી જે બનશે તે કરીશ.

**એલચીઃ**—ઠીક, તો અમારી સાથે ચાલ.

**રેગ્યુલસઃ**—ચાલો. ( સ્વગત ) મરતાં પહેલાં પણ માતૃભૂમિનાં, દેશીઓનાં ને સગાંસ્નેહીનાં દર્શન થશે, ને દેશહિતનું કાર્ય બનશે. ધન્ય ઘડી.

---

## પ્રવેશ ૨ જો.

રોમ શહેરને દરવાજે.

(૧) **રોમનઃ**—રેગ્યુલસ, એક રોમન યોદ્ધાની આવી દશા !

**રેગ્યુલસઃ**—બધા રોમન કેદીઓની એવી દશા સમજવી.

(૨) **રોમનઃ**—તમે શહેરમાં ચાલો. અમારી સાથે સેનેટમાં બેસો. તમારી કીમતી સલાહની અમારે જરૂર છે.

**રેગ્યુલસઃ**—હું હવે રોમન નથી, માટે રોમની સેનેટમાં કે રાજ્યની ખાનગી ખટપટમાં ભાગ લેવાનો મારો અધિકાર નથી. કાર્થેજવાસીઓ તરફથી સલાહનું કહેણ લાવ્યો છું. ધ્યાન પડે તો સ્વીકારો.

(૩) **રોમનઃ**—પણ તે બાબતમાં અમારે તમને ઘણું પૂછવાનું છે. સલાહ કરવી કે નહિ એ પછી નક્કી થશે.

**રેગ્યુલસઃ**—મારાથી સલાહ આપી શકાય નહિ. એક કેદી છુટી જવાની આશાએ ગમે તેવી સલાહ આપે તે ઉપર તમારે ધ્યાન આપવાની જરૂર નથી. તમે તમારે વિચાર કરી જણાવો, કે તે પછી આમની સાથે હું પાછો જાઉં.

(કાર્થેજ) **એલચી**:—રેગ્યુલસ, અમે તને રોમની સેનેટમાં જવાની આજ્ઞા કરીએ છીએ. તું સત્યવાદી છે, એટલે પાછા આવવાની શરતનો ભંગ થવાની અમને શંકા નથી.

**રેગ્યુલસ**:—સેનેટ અહીંજ બોલાવો. મારે જે કહેવું હશે તે હું અહીં ખુલ્લુંજ જણાવીશ.

(૪) **રોમન**:—એમ. (રોમન સેનેટ દરવાજા બહાર ભરાય છે.) કહો, સલાહ કરવા સંબંધી તમારો શો અભિપ્રાય છે ?

**રેગ્યુલસ**:—સલાહ એટલે કેદીઓની અદલાબદલી. એક બીજાના કેદીઓની સ્થિતિ તપાસો. રોમન કેદીઓની કેવી દશા છે, તે મારા પરથી નક્કી કરી લો, અને કાર્થેજકેદીઓની સ્થિતિ તમે જાણો છો. લાભ કોને છે તે તપાસો. પછી જે કરવું યોગ્ય લાગે તે કરો.

(૫) **રોમન**:—કાર્થેજવાસીઓએ રોમન કેદીઓના બેહાલ કર્યા જણાય છે.

**રેગ્યુલસ**:—એ નિઃસંદેહ વાત છે. સત્ય કહેવામાં હું જરા પણ અચકાતો નથી. સલાહ કરવાથી કાર્થેજવાસીઓનેજ લાભ છે. રોમન કેદીઓ હવે લડવા યોગ્ય રહ્યા નથી. તેઓ અધમુઆ થઇ ગયા છે. મને પણ મૃત્યુ આંગળીઓ કરી રહ્યું છે. માટે કેદીઓના છુટકારાની આશા છોડી લડાઇ ચાલુ રાખવામાં રોમનોનો અંતે જય છે. કહો, હવે સલાહ કરવી છે, કે નહિ ?

(૧) **રોમનઃ**—અમે સલાહ બીલકુલ કરીશું નહિ; તેમ હવે અમે તમને અહીંથી જવા દઇશું પણ નહિ.

**રેગ્યુલસઃ**—હું પાછો જવા બંધાયલો છું. હું ચોક્સ જાણું છું કે મારે માટે ત્યાં સખત રિબામણુ છે; છતાં હું વચનભંગ નહિ બની શકું.

**પોપઃ**—પાપીઓનાં વચનો પાળવા કરતાં તોડવામાં ધર્મ છે. હું ધર્મોપદેશક તરીકે તમને કહું છું, કે તે વચન પાળવાને તમે બંધાયલા નથી.

**રેગ્યુલસઃ**—હવે તો મારૂં મન કહે એજ ધર્મ છે. ધર્માધર્મનો કે સત્યાસત્યનો હું જાતેજ વિચાર કરીશ. મારૂં મન દૃઢ રીતે માને છે, કે મરણુ થાય, કુંટુંબ રઝળે, કે ગમે તેવી ભયંકર હાનિ થાય તોપણુ આપેલું વચન પાળવું એજ મારો ધર્મ છે. હું સત્યવાદી છું અને મને સત્યવાદી રહેવા દો. મારા સત્ય ધર્મની આડે કોઇ ન આવો. એ વચન પાળવામાં મારૂં ને મારા દેશનું ભૂષણુ છે.

(૨) **રોમનઃ**—તમારી આ અપૂર્વ દેશ દાઝથીજ અમે તમને અહીં રાખવા મથીએ છીએ. આવું ચુસ્ત રોમનરત્ન ગુમાવતાં અમારૂં અંતર કંપે છે.

**રેગ્યુલસઃ**—હું એકલોજ ચુસ્ત રોમન છું, એવી મારી માન્યતા નથી. હું છું તેવા તમે પણુ છો. એક રેગ્યુલસ જતાં બીજા સેંકડો રેગ્યુલસ ઉભા થશો. મારા ઉપરજ તમારે આધાર રાખવો યોગ્ય નથી. બધા ચુસ્ત દેશભકત બનો. માતૃભૂમિ માટે તમારૂં

બલિદાન આપવામાં લેશ પણ પાછી પાની કરશો નહિ. મારૂં મોત હવે મને ઇસારા કરે છે. હું કાર્થેજ નથી જ જતો પણ મૃત્યુના મુખમાં પેસું છું. મારા યથાર્થ ધર્મપાલનથી, સત્યથી અને દેશદાઝથી એ મૃત્યુદ્ધાર મને ઘરઆગણું ભાસે છે. દેશદાઝ રાખી સત્ય જાળવી આત્મસમર્પણ કરશો તો તમને પણ તેમજ લાગશે. મને બધા રોમનોમાં વિશ્વાસ છે, કે તે ખરા દેશહિતુ છે ને રહેશે. દેશબંધુને હવે મારા છેવટના વંદન છે.

(એલચીઓ સાથે રેગ્યુલસ ચાલવા માંડે છે.)

**છોકરાંઃ**—બાપુ, અમને મૂકી તમે ક્યાં જાઓ છો? અમારી માતા તમારાં દર્શન માટે ઝૂરે છે. બાપુ, જરા ઘેર તો ચાલો. અમને બેટા કહી અમારી પીઠ તો થાબડો.

**રેગ્યુલસઃ**--ઈશ્વર એ હવે તમારો બાપુ છે. તેની ઉપર શ્રદ્ધા રાખી સત્યને પંથે ચાલજો. આ બાપુ હવે જુઠો છે, તેને એ મોટા બાપુને ઘેર જવાદો. સ્વાશ્રયી બનજો. માતૃભૂમિનું હિતચિંતન કરનારા થજો. ઇશ્વરી કાયદા પાળી દુનિયામાં અમર નામના મેળવજો. (રેગ્યુલસ આગળ વધે છે.) મૃત્યુ શી વસ્તુ છે? કંઇ સમજ પડતી નથી. બરાબર. મૃત્યુ એટલે ઈશ્વરનાં બારણાં ખુલ્લાં થવાં. અંતસમયે જેના ચિત્તની શાંતિ તેને માટેજ ઇશ્વરનાં બારણાં ખુલ્લાં છે. આખા જીવનમાં જેણે સત્ય જાળવ્યું છે તેનેજ અંતસમયે







ચાણક્યનો પ્રપંચ (પૃ. નં. ૧૨૧)

ચિત્તની શાંતિ મળે છે. શાંતિમાં મરણ એ મોક્ષનું ચિહ્ન છે. હું શાંત છું. દુનિયાની એક પણ અભિલાષા હવે મને રહી નથી. આશાનો અંત એટલે મૃત્યુ. હું હવે મરેલોજ છું. હવે આ દેહને જે કરવું હોય તે કરો. તેને દાટો, બાળો, કે કાગવરૂને સોંપો, તેની મને લેશ પરવા નથી. એક ઈશ્વર તરફ મારૂં ધ્યાન છે. હે ઈશ, મારો સ્વધર્મ બજાવી હવે હું ઘેર પાછો આવું છું, બારણું ઉઘાડજો.

(રેગ્યુલસ જમીન પર ઢળી પડે છે.)

---

## પુષ્પ ૨૪ મું.



## ચાણુકયનો પ્રપંચ.

### પાત્રો.

**ચાણુકય**—એક કુશળ વિદ્વાન બ્રાહ્મણ.

**ચંદનદાસ**—એક ઝવેરી. અમાત્ય રાક્ષસનો પરમ મિત્ર.

**શાર્ડંરવ**—ચાણુકયનો ચેલો.

### સ્થળ.

ચાણુકયની કુટી.

**ચાણુકય**:— શિખરિણી છંદ.

ખીજી છંછેડાયા વિષધર પઠે નંદકૂળને,
હણીને ચાણુકયે ધરણીપતિ કીધો વૃષલને;
હરૂં શ્રી તે રીતે હું પણ બળથી ચંદ્ર તણી; તે
વિચારે મારી એ મતિ મુઝવવાને અવમથે.

શું ? સારા નગરમાં ચૌટે ને ચકલે વાત ફેલાઇ ગઈ, કે નંદવંશના નાશથી ક્રોધે ધુંધવાતો રાક્ષસ, પિતાના વધથી ઉશ્કેરાએલા પર્વતકપુત્ર મલયકેતુને આખા નંદરાજ્યની આશા આપી તેની સાથે એકગાંઠ કરી, મળતીઆ મ્લેચ્છરાજાઓના ગંજાવર લાવલશ્કરથી ચંદ્રગુપ્ત ઉપર ચઢી આવવાનું કરે છે ? અથવા ભલેને ફેલાઇ ગઈ એ વાત. જગજાહેર ગાજી વગાડી નંદવંશના નિકંદનની પ્રતિજ્ઞા લીધી ને તે દુસ્તર નદી તરી ગયો, તે હું છું. મારે આ અનર્થ શમાવવો તે શા હિસાબમાં ? હાં, પણ એ રાક્ષસ હાથમાં આવ્યો નથી ત્યાંસુધી ચંદ્રગુપ્ત નિર્ભય નથી તે નથીજ. અહો, નંદકુળ પત્યે એની કેવી અનન્ય ભક્તિ છે ! અમાત્ય રાક્ષસ, એ સ્વામિ ભક્તિને માટેજ તું વળ મૂકી ચંદ્રગુપ્તનું મંત્રીપદ સ્વીકારે એવી રીતે તને મેળવી લેવા અમે મથીએ છીએ. પણ એતો રાક્ષસ. એને મેળવવો એટલે કાળિનાગ નાથવો. અહીંજ મારા કૌટિલ્યની ખરી કસોટી છે. ત્યારે હવે મારા પ્રપંચની જાળ વિસ્તારૂં. વત્સ.

**શાર્ઙ્ગરવઃ**—આજ્ઞા ગુરુજી.

**ચાણક્યઃ**—શેઠ ચંદનદાસ ઝવેરીને હવે મારી પાસે લાવવો જોઇએ.

**શાર્ઙ્ગરવઃ**—જેવી આજ્ઞા. ( ફરીથી ચંદનદાસ સાથે. ) આ રસ્તે શેઠજી.

**ચંદનદાસઃ**—ચાણુક્યનું અચાનક બોલાવવું એટલે યમરાજનુંજ તેડું.

આર્યા.

નિર્દોષે ભય પામે તેડે ચાણુક્યને અચાનકથી,
હું તો છુંજ ગુનામાં તો ક્યમ ભય રે' ન તેહ ક્રૂર થકી.

રાજ્યના કટ્ટા શત્રુ ને મારા પરમ મિત્ર અમાત્ય રાક્ષસનું કુટુંબ મારા ઘરમાં છે. આથી જીષ્ણુદાસ આદિક ત્રણ વણિકને કહી રાખ્યું છે, કે કદાપિને દુષ્ટ ચાણુક્ય મારૂં ઘર જોવરાવે માટે તેમને જાપ્તાબંધ બીજી કોઈ જગાએ લઈ જજો. મારૂં તો જે થનાર હોય તે થાઓ.

**શાર્ડંરવઃ**—આ રસ્તે શેઠજી.

**ચંદનદાસઃ**—આ આવ્યો, ભાઇ,

**શાર્ડંરવઃ**—ગુરુજી, આ શેઠ ચંદનદાસ આવ્યા.

**ચંદનદાસઃ**—જય જય આર્ય.

**ચાણુક્યઃ**—અહો ! પધારીએ શેઠીઆ. આ આસને બિરાજીએ.

**ચંદનદાસ (મનમાં):**—અઘટતું માન અપમાનથી પણ અકારૂં છે. શંકા ઉપજે તે તો જુદી. ( પ્રણામ સાથે પ્રગટ ) હું અહીં ભોંય બેસું છું. એજ મને તો ઘટે.

**ચાણુક્યઃ**—નહિ, નહિ, શેઠ. એમ કેમ કહો છો ? અમ જેવાના સમાગમમાં રહેનારા હોઇ, એ તમને ઘટેજ છે; માટે આસને વિરાજીએ.

**ચંદનદાસઃ**—આ શઠ કંઇક મર્મમાં બોલે છે. ( પ્રગટ ) જેવી આર્યની આજ્ઞા. ( બેસે છે. )

**ચાણુક્યઃ**—કેમ, શેઠ ? વેપાર તો તેજ ચાલે છેને.

**ચંદનદાસ**:—હાજી, આર્યની કૃપાથી વેપાર તો ધમધોકાર ચાલે છે.

**ચાણક્ય**:—શેઠજી, એ તો ઠીક. પણ પ્રજાને ગત રાજાના ગુણો યાદ આવતા હશે, નહિ વારૂ ?

**ચંદનદાસ**:—હરિ, હરિ, એ શું બોલ્યા ! શરદ પૂર્ણિમાના ચંદ્ર તુલ્ય દેવશ્રી ચંદ્રગુપ્તથી પ્રજા તો પરમ પ્રસન્નજ છે.

**ચાણક્ય**:—શેઠજી, રાજા પણ પ્રજાનું પ્રિય કરી તેમને પ્રસન્ન રાખી પ્રતિપ્રિયની ઈચ્છા રાખે; ખરૂં ને ?

**ચંદનદાસ**:—હાજી, હાજી. ફરમાવીએ, આર્ય. સેવક પાસેથી શું કેટલું જોઇએ ?

**ચાણક્ય**:—શેઠ, આ ચંદ્રગુપ્તનું રાજ્ય છે; નંદનું નથી. નંદ જેવા નાણાના લાલચુ નાણાની વાતથી પ્રસન્ન થાય. ચંદ્રગુપ્તની પ્રસન્નતા તો તમારી નિવૃત્તિએજ.

**ચંદનદાસ**:—અહા ! આર્યની પરમ કૃપા.

**ચાણક્ય**:—તો હવે તમારે પૂછવાનું કે એ નિવૃત્તિ શાથી જણાય ?

**ચંદનદાસ**:—ફરમાવો, આર્ય.

**ચાણક્ય**:—ટુંકમાં રાજા પ્રત્યે અવિરુદ્ધ વર્તવાથી.

**ચંદનદાસ**:—આર્ય, એવો તે કયો અધન્ય હશે, કે જે આપની નજરે રાજવિરોધી લેખાય ?

**ચાણક્ય**:—પહેલા તો તમેજ.

**ચંદનદાસ** ( કાનમાં આંગળીઓ ઘાલી. ):—હરિ, હરિ, એ શું બોલ્યા ? અગ્નિ સાથે તરણાનો વિરોધ કેવો ?

**ચાણક્ય**:—વિરોધ તે એવો કે રાજ્ય સાથે શત્રુતા ધરાવતા અમાત્ય રાક્ષસના કુટુંબને અદ્યાપિ પર્યંત ઘરમાં રાખી રહ્યા છો.

**ચંદનદાસ**:—ખોટું ખોટું. કોઈ કુડા માણસે આર્યને ખોટું ભરાવ્યું હશે, એ.

**ચાણક્ય**:—શેઠ, ગભરાવાનું કંઇ કારણ નથી. માજી રાજ્યનાં માણસો ભયનાં માર્યા પુરજનની ઈચ્છા વિરુદ્ધ પોતાના કુટુંબને નાખીને ચાલ્યા જાય છે; પછી દોષ તો છુપાવી રાખવામાં છે.

**ચંદનદાસ**:—હાં હાં ખરે. તેવામાં અમાત્ય રાક્ષસનાં ઘરનાં અમારે ત્યાં હતાં, ખરાં.

**ચાણક્ય**:—પહેલાં તો 'ખોટું ખોટું' અને હવે 'ખરૂં હતું ખરૂં' એ બોલી પરસ્પર વિરુદ્ધ પડે છે.

**ચંદનદાસ**:—એટ-એટલો મારો વાગ્દોષ થયો.

**ચાણક્ય**:—શેઠ, ચંદ્રગુપ્તના રાજ્યમાં દોષનો છાંયડો સરખો ન જોઇએ, માટે અમાત્ય રાક્ષસના કુટુંબને સોંપી દો, ને નિર્ભય બની રહો.

**ચંદનદાસ**:—આર્ય, મેં વિનવ્યું નહિ, કે પહેલાં મારા ઘરમાં અમાત્ય રાક્ષસનું કુટુંબ હતું.

**ચાણક્ય**:—હવે ત્યારે કયાં ગયું?

**ચંદનદાસ**:—હું જાણતો નથી.

**ચાણક્ય** (સ્મિત હાસ્ય કરી):—કાં નથી જાણતા? શેઠ, ભય આ (પોતાની તરફ આંગળી કરીને) માથે ભમી રહ્યું છે, ને ઉપાય તો બહુ દૂર છે. વિષ્ણુગુપ્તે

જેમ નંદોની ખરાબી કરી તેમ અમાત્ય રાક્ષસ ચંદ્રગુપ્તની ખરાબી કરશે, એમ રખે સમજતા, અથવા—

વસંતતિલકા.

ઉન્મત્ત હાથી હણી ચસ્ચસ રક્ત પીને,
ખાતાં બગાસુ સિંહના મુખમાં ધપીને;
લેવા કરે કવણુ દાઢ મૃગેંદ્ર કેરી,
સંધ્યા સમે શશીકલા સમ શોણુ ઘેરી?

**ચંદનદાસઃ**—(સ્વગત.) બડાઈ, બોલ્યું બર આવ્યું એટલે છાજે છે.

(પડદા પાછળ કોલાહલ થાય છે.)

**ચાણુક્યઃ**—શાર્ઙ્ગરવ, શું છે?

**શાર્ઙ્ગરવઃ**—ગુરુજી, એ તો રાજદ્રોહી ક્ષપણક જીવસિદ્ધિને મહારાજ ચંદ્રગુપ્તની આજ્ઞાથી ફજેતી સાથે હદપાર કરે છે.

**ચાણુક્યઃ**—રાજદ્રોહીને આમ શિક્ષા થાય છે. શેઠ, અમાત્ય રાક્ષસનું કુટુંબ સોંપી દો, અને અદ્દભુત ફળ આપનારી રાજકૃપા મેળવો.

**ચંદનદાસઃ**—આર્ય, અમાત્યનું કુટુંબ મારા ઘરમાં છે જ નહિ.

(પડદા પાછળ ફરીથી કોલાહલ થાય છે.)

**ચાણુક્યઃ**—શાર્ઙ્ગરવ, ફરી વળી શું છે?

**શાર્ઙ્ગરવઃ**—ગુરુજી, એ તો રાજદ્રોહી શકટદાસને શૂળી દેવા લઇ જાય છ.

**ચાણુક્ય**:—શેઠ, રાજદ્રોહીને રાજા આમ ઉગ્ર દંડ દે છે. તમે રાક્ષસનું કુટુંબ છુપાવી રાખો છો, તે તે સાંખી શકનાર નથી; માટે પરઘરનાંને સોંપી દઇ પોતાનાં ઘરનાંને અને પોતાના જીવને ઉગારી લો.

**ચંદનદાસ**:—આર્ય, તમે શું મને ભય બતાવો છો? ઘરમાં ધરાધર અમાત્યનું કુટુંબ હોય, તોય ન આપું, તો નથી તેની શી વાત?

**ચાણુક્ય**:—ચંદનદાસ, એજ તમારો નિશ્ચય?

**ચંદનદાસ**:—હાજી. એજ.

**ચાણુક્ય** (સ્વગત.):—ધન્ય છે, ચંદનદાસ! આ સમયમાં—

બીજાને દેઈ દેવાથી અર્થલાભ થતો છતાં,
ધર્મ વ્હાલો કરી આવુ કરે કો શિબિના વિના.

(પ્રગટ) એજ.

**ચંદનદાસ**:—એજ.

**ચાણુક્ય**:—અરે, ભુંડા લુચ્ચા વણિક, ભોગવ ત્યારે રાજકોપનાં ફળ—

**ચંદનદાસ**:—સજ્જ છું, આર્ય. અધિકારને અંગે ભલે કરવું હોય તે કરો.

**ચાણુક્ય**:—શાર્ઙરવ, અમારા નામથી કોટવાળ વિજયપાળને કહે કે આ વણિકની માલમતા જપ્ત કરી તેને તથા તેનાં બાયડીછોકરાંને ઝાંઝરીઆં પહેરાવી કેદ રાખે; દરમિઆન હું ચંદ્રગુપ્તને કહું છું. તે પોતે તેને વધની શિક્ષા ફરમાવશે.

**શાર્ઙ્ગરવઃ**—આજ્ઞા, ગુરુજી. ચાલો, શેઠ.

**ચંદનદાસઃ**—આ આવ્યો, ભાઇ. અહા ! પુરુષદોષથી નહિ, પણ મિત્રકાર્યથી મારૂં મરણ થાય છે. કેવું સદ્ભાગ્ય ! ! (જાય છે.)

**ચાણક્યઃ**—હવે રાક્ષસ હાથમાં આવ્યો. કેમકેઃ—

એની આફતમાં પ્રાણ કરે આ અળખામણા,
એની આફતે વહાલા કરશે એય પ્રાણના.

જરૂર વધ કરવાની જગાએ અમાત્ય રાક્ષસ હાજર થશે, ને ત્યાં તેને મેળવી લેવાની યુક્તિ યથાર્થ બર આવશે.

વસંતતિલકા.

દાને અખૂટ કરતો મન મુગ્ધ ખાંતે,
સ્વચ્છંદ છૂટ વિચરે મદમાં મહા તે;
આ જંગલી ગજ પડે જુગતિથી આજે,
તું જાણજે પલટી દીધજ મૌર્ય કાજે.

અસ્તુ. (જાય છે.)



# પુષ્પ ૨૫મું.

## બાજીરાવ પેશ્વા.

### પાત્રો.

**શાહુઃ**—મહારાષ્ટ્રનો રાજા (છત્રપતિ શિવાજીનો પૌત્ર.)

**બાજીરાવઃ**—શાહુ રાજાનો પ્રધાન. (બીજો પેશ્વા.)

**ચીમનાજીરાવ**—બાજીરાવનો નાનો ભાઈ.

**ત્ર્યંબકજી ડાભાડે**
**પિલાજી ગાયકવાડ**  } મરાઠા સરદારો.
**રાઘોજી ભોંસલે**

છડીદાર, બીજા સભાસદો, ગોરખનાથ, વગેરે.

### પ્રવેશ ૧ લો.

**સ્થળઃ—ગોરખનાથનો આશ્રમ.**

**ગોરખનાથઃ—** **ઉપજાતિ છંદ.**

પ્રેર્યું શૂરત્વ દીધી જ્ઞાન દિક્ષા,
મહારાષ્ટ્ર કાજે લીધી ભેખભિક્ષા;
ત્યાગીદશા ગાળી ખરી દિશામાં,
**સમર્થ**ની એવી સદા કૃપા હો.

શ્રી સમર્થ ગુરુ રામદાસના સમર્થનથી **શિવાજી** મહારાજે મરાઠી રાજ્યની સ્થાપના કરી. શંભાજી અને રાજારામે મહારાષ્ટ્રની સાચવટ કરવા પ્રયત્ન કર્યો. તેમણે મોગલદળ સામે ઝઝુમવામાં પોતાની શક્તિનો વ્યય કર્યો, પણ તેઓ મહારાષ્ટ્રની સારી સજાવટ ન કરી શક્યા. શાહુરાજે મહારાજ પદ ધારણ કરી બ્રાહ્મણ પ્રધાન બાલાજી

વિશ્વનાથના હાથમાં મહારાષ્ટ્રની લગામ જ્યારથી સોંપી છે ત્યારથી મહારાષ્ટ્રનો કંઈક ઉત્કર્ષ થવા માંડયો છે. એ ઉત્કર્ષ વધારવાને અને મહારાષ્ટ્રનો પૂર્ણ ઉદય કરવાને એ બુદ્ધિશાળી પેશ્વા બાલાજીનો પુત્ર બાજીરાવ હાલ યત્ન કરે છે. આ કાર્યમાં એ મારી સલાહ વારંવાર લે છે. મારે પણ એ રાજકાર્યમાં એને યોગ્ય સલાહ આપવી અને મહારાષ્ટ્રનો અભ્યુદય કરવામાં તેને મદદ કરવી એ શ્રી સમર્થની પ્રણાલિકાને માન આપવા બરોબરજ છે. વસાઈ અને સાષ્ટી બેટ દરિઆઇ મથક તરીકે મહારાષ્ટ્રને અતિ ઉપયોગના છે. પોર્ટુગીઝો તે સર કરી બેઠા છે. ત્યાંની મરાઠી પ્રજા પણ ફિરંગીઓના ધર્મઝનુનને લીધે ધર્મસંકટથી પિડાઇ રહી છે. આથી તે બે બેટ જીતી લેવાની બાજીરાવને મેં સલાહ આપી છે. તેમણે શાહુ મહારાજને આ બીના સવિસ્તર જણાવી છે. શાહુ મહારાજે એ બાબતનો વિચાર કરવા સતારામાં સઘળા મરાઠા સરદારોની સભા ભરવાનું નક્કી કર્યું છે. એ સભા કાલે મળવાની છે, એટલે બાજીરાવ પણ આજે પુનાથી સતારા જવા ઉપડશેજ, પણ જતાં પહેલાં મને મળવાનું વચન આપ્યું છે. હું તેમનીજ રાહ જોઈ રહ્યો છું.

( બાજીરાવ ને ચીમનાજી આવે છે. )

**બાજીરાવ ને ચીમનાજી**:—જય શ્રી સમર્થ. ( બંને ગોરખનાથને પગે લાગે છે. )

**ગોરખનાથઃ**—જય શ્રી સમર્થ. કલ્યાણ થાઓ. ઠીક આવી પહોંચ્યા. આ આસન પર બેસો.

( બંને બેસે છે. )

**ગોરખનાથઃ**—હું ધારૂં છું કે સતારા તરફ આજે સાંજેજ પ્રયાણ કરશો.

**બાજીરાવઃ**—હા, ગુરુજી.

**ગોરખનાથઃ**—ઉંડાં વિચારમાં મન ગૂંથાયું લાગે છે.

**બાજીરાવઃ**—સચીવાયત્ત રાજાઓના સચીવોની એજ દશા હોય. મહારાષ્ટ્ર અમારે સંભાળવાનું અને શાહુ મહારાજને નિરાંતે સૂવાનું.

**ગોરખનાથઃ**—બાજીરાવ, એવો અસંતોષ ન રાખવો. શ્રી સમર્થની આજ્ઞા છે કે સૌ કોઇએ પોતાનો ધર્મ યથાર્થ બજાવવામાં પ્રવૃત્ત રહેવું. એમાંજ જીવનની ખરી સાર્થકતા છે. વારૂ. વસાઈ ઉપર ચઢાઈ લઇ જવામાં કંઇ વાંધો આવે તેમ છે ?

**ચીમનાજીરાવઃ**—વાંધો તો ખરોજને, ગુરુજી. પેશ્વા પદવીનો થતો ભોગવટો અને મહારાષ્ટ્રના ઉદય માટે રખાતી બ્રાહ્મણ પ્રધાનની અત્યંત કાળજી એ મરાઠા સરદારોના હૃદયમાં કાંટારૂપ સાલે છે, એથી પેશ્વાના વિચારો સામે તેઓ પ્રબળ વિરોધ જાહેર કરવાના છે.

**ગોરખનાથઃ**—મરાઠાઓ પણ મહારાષ્ટ્રના ચુસ્ત ભકતો છે. વાંધો માત્ર સત્તાના લોભનો છે. બાજીરાવ, ઉંચો અધિકાર મેળવવાની સર્વને ઉત્કંઠા હોય છે. જો યોગ્ય પદવીથી તેમને સંતોષવામાં આવે તો હું ધારૂં છું કે કાર્ય સાધવામાં સરળતા થાય.

**બાજીરાવઃ**—જય શ્રી સમર્થ. ગુરુજી, મારા મનની ગૂંચવણનો ઠીક ઉકેલ કર્યો. આપે જણાવ્યું તે રીતે તેમને ઉંચી પદવીથી સંતોષ આપી શકીશ, અને એ રીતે મારી અંતરની ઉમેદો પાર પાડવામાં તેમને અનુકૂળ બનાવી શકીશ. શિવાજી મહારાજની અધુરી રહેલી અભિલાષા પૂર્ણ કરવાનો સમય લાવી મૂકીશ. ગુરુજી, હવે આશીર્વાદ દઈ રજા આપો. શ્રી સમર્થના પ્રભાવે સૌ સારૂંજ થશે.

**ગોરખનાથઃ**—આજ્ઞાધારી શિષ્યોના મસ્તક પર શ્રી સમર્થની કૃપાધારાઓ વરસતીજ રહે છે, તે તમારી ઉપર સદા વરસતીજ રહો.

**બાજીરાવઃ**—આ ચીમનાજીના મસ્તક પર હાથ મૂકો. વસાઇ જીતવા તેને જવાનું છે.

**ગોરખનાથઃ**—એ સર્વ રીતે યોગ્ય છે. તમારા બુદ્ધિ કૌશલ્યની કિરણરેખા એ યુવાનના મુખારવિંદ ઉપર ઝળકી રહી છે. વધારામાં મહારાષ્ટ્રની ઉદય કરવાની અભિલાષાની તિવ્ર તિખાશ જણાય છે તે જુદી. વીર વત્સ, શ્રી સમર્થની તને સદા સહાય હો.

**ચીમનાજીઃ**—જય શ્રી સમર્થ ( બંને જાય છે. )

**ગોરખનાથઃ**—આ બે અમૂલ્ય રત્નો છે. મહારાષ્ટ્રના એ સૂર્યચંદ્ર છે. મહારાષ્ટ્ર માટેજ એ જન્મ્યા હોય એટલો તેમનામાં ઉત્સાહ ભર્યો છે. શ્રી સમર્થ એમને દીર્ઘાયુ બક્ષો, અને તેમની અભિલાષાઓ પાર પાડો. જય શ્રી સમર્થ.

## પ્રવેશ ૨ જો.

## શાહુરાજાનો દરબાર.

(એક બાજુએ મરાઠા સેનાનીઓ ને સરદારો બેઠા છે. બીજી બાજુએ બાજીરાવ, ચીમનાજીરાવ અને તેમના સાથીતો બેઠા છે. વચ્ચે શાહુ રાજાની રાજગાદી છે.)

**છડીદારઃ**—શ્રીમાન છત્રપતિ, મહારાષ્ટ્રાધિપતિ, ગૌબ્રાહ્મણ પ્રતિપાળ, શાહુ મહારાજનો જય જયકાર છે.

(શાહુરાજ પધારે છે. સર્વે ઉભા થઇ યોગ્ય સત્કાર કરે છે. પછી સર્વે બેસે છે.)

**ચીમનાજીરાવઃ**—શ્રીમન મહારાષ્ટ્રકુળદીપક મહારાજા, માનનીય પેશ્વા સાહેબ, શૂરવીર મરાઠા સેનાનીઓ, તથા ઇતર સભાજનો, આજની સભાનું મુખ્ય કામ વસાઇ ઉપર ચઢાઈ કરવા સંબંધી વિચાર કરવાનું છે. મહારાષ્ટ્રની હાલ જે સીમા છે તેના અંગીભુત તરીકે વસાઇ અને સાષ્ટી બેટ છે. પોર્તુગીઝ વેપારીઓ વસાઇ પોતાને હસ્તક કરી બેઠા છે, અને સાષ્ટી બેટ લેવા તેઓ પ્રયત્ન કરી રહ્યા છે. તે બેટ પર પોતાની સત્તા જમાવ્યા પછી મહારાષ્ટ્રમાં પગપેસારો કરવાની કદાચ તેઓ હિંમત ધરે તો તે નવાઇ પામવા જેવું નથી. પાડોશમાં મુંબઇ બેટ છે, તે અંગ્રેજ વેપારીઓને હસ્તક છે. તેઓ પણ વસાઈ અને સાષ્ટી બેટ મેળવવા જબરી કોશીષ કરતા જણાય છે. એ બે બેટ દરિઆઇ મથક માટે અને પરદેશીઓથી મહારાષ્ટ્રનું રક્ષણ કરવાને આપણને ઓછા અગત્યના નથી; બલકે

તેમના કરતાં આપણને વિશેષ અગત્યના છે. મહારાષ્ટ્રનું એ નાક છે. એ જ્યાં સુધી પરદેશીઓના હસ્તક છે, ત્યાં સુધી મહારાષ્ટ્રને શિર જોખમ છે. વળી ત્યાંની આપણી મરાઠી પ્રજા પણ ધર્મસંકટથી પિડાઇ રહી છે. તેમનો ઉદ્ધાર કરવો એ પણ આપણી અગત્યની ફરજ છે. એ બેટો ઉપર જ્યાં સુધી આપણે સંપૂર્ણ અંકુશ મેળવ્યો નથી ત્યાં સુધી મહારાષ્ટ્રની અપૂર્ણતા છે; બલકે આપણી નિર્બળતા છે. આ સઘળી બીનાથી સ્પષ્ટ થાય છે, કે વસાઇ જીતવું એ ઘણું અગત્યનું કામ છે. હું ધારૂં છું કે આપ સર્વે મારા આ વિચારમાં સંમત થશોજ. ( ચીમનાજી બેસી જાય છે. )

ત્ર્યંબકજી ડાભાડેઃ—બ્રાહ્મણોને જીભ હલાવવી અને લડી મરવાનું મરાઠાઓને. બ્રાહ્મણ પ્રધાનોના વારંવાર ચઢાઇઓ કરવાના આવા વિચારોને સંમતિ આપવામાં મરાઠાઓ આંધળીઉં નહિ દાખવે. શિવાજી મહારાજે મહારાષ્ટ્રની સ્થાપના કરી. તેમની પછી મહારાષ્ટ્રની પાકી મજબુતી થઇ શકી નથી. આવી ચઢાઇઓ કરતાં પહેલાં મહારાષ્ટ્રને ખૂબ સંભાળવાનું છે. હાલ જેટલું મહારાષ્ટ્ર છે, તેમાંજ સંગીન વ્યવસ્થા કરવાની છે. દેશમાં ઠામ ઠામ બખાળા ચાલી રહ્યા છે. ‘ પોલા દેખકે પેઠ જાઓ ’ એ પ્રણાલિકા ચાલી રહી છે. એ સંજોગોનો વિચાર કરી આ વખતે એકસંપી વધારી રાષ્ટ્રબળ સંગઠિત કરવાનું છે; તેને વિખેરી નાખવાનું નથી. પરિસ્થિતિનો વિચાર કરતાં વસાઇ પર ચઢાઇ

કરવાના વિચારને અમે મરાઠાઓ બીલકુલ સંમત થઈ શક્તા નથી.

પિલાજી ગાયકવાડઃ—સંજોગોનો વિચાર જરૂર કરવાનો છે. માજી પેશ્વાએ આખા દક્ષિણમાં ચોથ ઉઘરાવવાનો હક મોગલાઇ રાજ્ય તરફથી મેળવ્યો છે; છતાં દક્ષિણનાં કેટલાંક મુસલમાની રાજ્યો તે આપતાં નથી, ને સામા ડોળા કાઢે છે. પાસેજ નિઝામ-ઉલ મુલ્ક સર્વ સત્તાધારી ને સ્વતંત્ર થઇ પડયો છે. મોગલાઇનું આધિપત્યજ તે કબુલ કરતો નથી, તો પછી તેમના હુકમનું પાલન તો શાનોજ કરે. ઉલટું મરાઠી બળ તોડવાને તે યત્ન કરી રહ્યો છે. વળી આ નવા કૃત્યથી શાંત રીતે વેપાર કરતી પરદેશી પ્રજાઓને સળીઓ કરી મરાઠી બળ તોડવાને ઉત્તેજિત કરવા એ મહારાષ્ટ્રને વિઘાતક થઇ પડશે.

રાઘોજી ભોંસલેઃ—પોર્ટુગીઝ અને અંગ્રેજો દેખીતા એકબીજાના પ્રતિસ્પર્ધીઓ છે, પણ આખરે તો તેઓ એક ધર્મી પ્રજા છે. બંને યુરોપી પ્રજાઓ મળી જઈ મરાઠી રાજ્ય ઉથલાવવા પ્રયત્ન કરે એ શંકા અસ્થાને નથી. વળી એવું સંભળાય છે, કે ઇરાનનો શાહ નાદીરખાન હિંદુસ્તાન જીતવાની તૈયારી કરે છે. મોગલ શહેનશાહ મહમદશાહ તેની સામે ટકી શકે એમ છેજ નહિ. નાદીરખાન સહેલાઈથી દિલ્હી જીતી શકશે, અને ઉત્તર હિંદુસ્તાનમાં પોતાની સત્તા જમાવી શકશે. પછી મહારાષ્ટ્રની ખબર લીધા વિના તે નહિ

રહે. આવી છુટી છુટી લડાઇઓમાં રાષ્ટ્રબળ ખર્ચી નાખવું તે કરતાં તેને વિશેષ દૃઢ કરવું અને આજુ-બાજુના સંભવિત પ્રહારો સામે ટકી શકે તેટલું મજબુત કરવું એ વિશેષ જરૂરી છે. વસાઈ પર ચઢાઈ કરવાનો વિચાર જવા દો. પેટ ચોળીને પીડા ઉભી કરવા જેવું છે.

**બાજીરાવઃ**—માનવંતા મહારાજા સાહેબ, તથા મરાઠા સેના-ધિપતિઓ. मुण्डे मुण्डे मतिर्भिन्ना । કપાળે કપાળે જુદી મતિ. એ કહેવત અનુસાર હરેક વ્યક્તિ એકજ વસ્તુનો જુદી જુદી દૃષ્ટિથી વિચાર કરે છે. હરેક કાર્ય શરૂ કરતાં અગાઉ તેનો જુદીજુદી રીતે વિચાર થાય એ ઇચ્છવા જોગ છે. આથી આવી રીતે ચર્ચા કરી કાર્ય કરવાનો રિવાજ શિવાજી મહારાજના વખતથી ચાલ્યો આવે છે. ચર્ચા કરવાથી કાર્ય કરવામાં સંભવિત મુશ્કેલીઓ અને તે કાર્ય સાધ્ય કરવાની જુદી જુદી રીતિઓ જડી આવે છે. શિવાજી મહારાજના વખતથી મરાઠાઓ મહારાષ્ટ્ર માટે પ્રાણ રેડતા આવ્યા છે. મહારાષ્ટ્રની સ્થાપના તેમની દેશદાઝનેજ આભારી છે, અને તેનો અભ્યુદય કરવામાં પણ તેઓજ બલિદાન આપશે એ નિઃસંશય છે. મહારાષ્ટ્ર મરાઠાઓનુંજ છે. વળી શિવાજી મહારાજે મરાઠાઓને એવા કેળવ્યા છે કે તેમના સંગઠનને કોઈ તોડી શકે તેમ નથી. મહારાષ્ટ્રબળ સંગીનજ છે. હાલ દેશમાં જે નાનાં નાનાં રાજ્યોનાં કુંડાળાં વળી ગએલાં છે, તે સર્વ ઉપર આધિપત્ય જમાવી શકે એટલી તેનામાં પ્રબળ

શક્તિ છે. મહારાષ્ટ્રની સાથે હરિફાઈ કરી શકે એવું એક પણ રાષ્ટ્રબળ હિંદમાં હાલ વિદ્યમાન નથી. જે મહારાષ્ટ્રબળથી શિવાજી મહારાજે મહાન મોગલાઇ સામે પડકાર કર્યો હતો, તે મહારાષ્ટ્રબળ હાલ દ્વિગુણિત છે, પણ તેની સામે વિરોધ કરનાર મોગલાઈ જેવી કઇ શહેનશાહત વિદ્યમાન છે.? સમય એવો સુંદર છે, કે શૂરા મરાઠા સરદારો ધારે ને મારી યોજનાને વધાવી લે, તો તેઓ શાહુ મહારાજનો વિજયધ્વજ ઠેઠ અટક સુધી ફરકાવી શકે. બીજી કોઈ સત્તા હિંદમાં સર્વોપરિ થઇ બેસે તે પહેલાં મરાઠાઓજ હિંદના સર્વોપરિ સત્તાધીશ થઇ પડે. મારી દૃષ્ટિ એકલા વસાઇ પર નથી, પણ દૂર દૂર આખા હિંદુસ્તાન પર છે. સમય બેસી રહેવાનો નથી પણ આગળ વધવાનો છે. આવી સુંદર તક ફરી નહિ મળે. ઊઠો, મરાઠા સરદારો, શૂરવીર દેશ હિતેચ્છુઓ, ઊઠો. ઉદય સાધો, વિજય ઘોષણા કરો અને હિંદુઓએ ગુમાવેલું હિંદુસ્તાન ફરીથી હસ્તગત કરવાની નામના મેળવો. જે રજપુતો નથી કરી શકયા તે તમે કરી બતાવો. તમે કરી શકો તેમ છો ને તમારો સમય છે.

શાહુઃ—શાબાશ. મારા શૂરવીર પ્રધાનના શૂરવીર બેટા, શાબાશ. તું મારો એટલે મહારાષ્ટ્રનો વાવટો જરૂર અટક સુધી ઉડાવશે. મારા શૂરવીર મરાઠા સેનાનીઓ તારી યોજનાને વધાવી લેવા તૈયાર છે. શૂરવીર સરદારો, વિજય ઘોષણા કરો. વિદ્વેષ ભૂલી જાઓ, અને

બ્રાહ્મણ પેશ્વાની યોજના વધાવી લો. બોલો શ્રી સમર્થની જય.

**આખી સભા:**—શ્રી સમર્થની જય.

**શાહુ:**—બાજીરાવ, તારી યોજના રજુ કર.

**બાજીરાવ:**—સાંભળો ત્યારે. ત્ર્યંબકજી ડાભાડે અને પિલાજી ગાયકવાડને ગુજરાત તરફ મોકલવા. મલ્હાવરાવ હોલ્કરને માળવા તરફ, રાણોજી સિંધીઆને દિલ્હી તરફ અને રાઘોજી ભોંસલેને નાગપુર તરફ મોકલવા. અત્રે જે સેના છે તેના પાંચ વિભાગ કરવા. ઉપલા ચાર સરદારને એક એક વિભાગ આપવો, અને એક વિભાગ સતારામાં રાખવો. દરેક સરદાર પોતાને સોંપેલા મુલકમાં જઇ ત્યાંના રાજાઓ પાસે મહારાષ્ટ્રનું આધિપત્ય કબુલ કરાવે, અને ચોથ આપવાની ફરજ પાડે. જે રાજ્યો તેમ કરવા ના પાડે તે રાજ્યો જીતી લેવાં, અને તે રાજ્યો પર તે સરદારોએ પોતાની હકુમત ચલાવી રાજ્ય કરવું. તેમણે પણ મહારાષ્ટ્રની સર્વોપરિ સત્તા સાચવી રાખવી, અને ચોથ અહીં મોકલી આપવી. જીતેલા મુલકની વ્યવસ્થા તેમણે કરી લેવી. જરૂર પડે સર્વેએ એકત્ર થઇ પોતાની સેના સાથે મહારાષ્ટ્ર માટે લડવા તયાર રહેવું. નિઝામની ખબર હું જાતે લઇશ. દરિઆઇ લશ્કરની મદદથી વસાઇ જીતવું, અને તે કામ ચીમનાજીરાવને સોંપવું. જો ખંતપૂર્વક આ યોજનાથી કામ કરવામાં આવશે, તો જરૂર પચીસ વર્ષમાં આખું હિંદુસ્તાન એક

મહારાષ્ટ્રના છત્ર નીચે આવી રહેશે. મરાઠી સેના અગણિત છે. તેને આ યોજના અમલમાં મૂકવાને કંઇ અસંભવિત અને અગવડતા ભર્યું નથી. એક વખત કાર્યમાં પ્રવૃત્ત થાઓ અને પછી જુઓ કે મરાઠાઓએ સમયની કેવી કિંમત ઉપજાવી છે?

શાહુઃ—આટલા છોટા મગજમાં આવી મોટી યોજના સમાઇ રહી હશે, એવી મને કલ્પનાએ ન હતી. બ્રાહ્મણોને પેશ્વાપદ આપ્યું સાર્થક છે. બાજીરાવ, તારી યોજના અમલમાં મૂકવાની તને પૂર્ણ સત્તા છે. આ મરાઠાઓ તારાજ છે. તેમના ઉપર જેટલી મારી સત્તા છે તેટલીજ તારી સમજવી. તારી મરજી મુજબ તું તેમને હુકમ ફરમાવી શકે છે. તારો હુકમ તે મારોજ હુકમ છે. બસ. હવે સભા બરખાસ્ત કરો.

( સર્વે સભા વિખરાઈ જાય છે. )

## પ્રવેશ ૩ જો.

## ગોરખાશ્રમ.

ગોરખનાથઃ—ગયો, ગયો, મહારાષ્ટ્રનો એ નરકેસરી ગયો. મહારાષ્ટ્રને પૂર્ણકળાએ પહોંચાડવાની અભિલાષા પૂર્ણ કરતાં પહેલાં બાજીરાવનો આત્મા આ નશ્વર દુનિયાનો ત્યાગ કરી ગયો. ચીમનાજી તેની પહેલાં ગયો. તેમની યોજનાનો તો અમલ થયો અને તે યોજના પ્રમાણે કાર્ય તો શરૂજ છે, પણ તેમાં અવ્યવસ્થા છે. વસાઈ જીતાયું, નિઝામે ચોથ કબુલ કરી, ગુજરાત, માળવા, મધ્ય હિંદ, અને ઓઢિઆમાં મરાઠી સત્તા જામી.

મરાઠાઓ દિલ્હી સુધી પહોંચી ગયા, પણ જીતેલા મુલકોમાં જે રાજ્યવ્યવસ્થા થવી જોઇએ તે થઇ નથી અને તે થવાની નથી. મરાઠાઓ લોભમાં પડી ગયા છે. જીતેલી પ્રજાનો પ્રેમ મેળવવાને બદલે તેમને અસંતોષી બનાવી રહ્યા છે. રજપુતોને અકબરે મિત્ર બનાવ્યા હતા તેમ તેમને મિત્રો બનાવવાને બદલે તેઓ મહારાષ્ટ્રની સામે માથું ન ઉંચકી શકે તેટલા માટે તેમને નિર્બળ બનાવવાનો પ્રયત્ન ચાલી રહ્યો છે. મરાઠાઓ લગભગ આખા હિંદમાં મરાઠી વાવટો ફરકાવી શકશે, પણ તેને ફરકતો રાખી શકશે નહિ. બાજીરાવની ખોટ પડશે. મુસલમાનોને દુશ્મન બનાવવાની જરૂર ન હતી, જ્યારે તેઓને પાકા દુશ્મન બનાવી મૂક્યા છે. જો કોઇ પ્રબળ સત્તાનો હાથ મળશે તો આખા હિંદુસ્તાનના મુસલમાનો બળવો ઉઠાવશે. હિંદુ મુસલમાનનો મહાન રણસંગ્રામ થશે. છેવટ આ પરિણામ આવશે. બાજીરાવની બુદ્ધિ તેમ બનવા દેત નહિ, પણ હવે શું થાય ? જે થાય તે હવે જોયાજ કરવું. હવે મારે સલાહ આપવાનું કોઇ સ્થાન રહ્યું નથી. મહારાષ્ટ્રનું નાવ ભરદરીએ છે અને તે કુશળ સુકાની વગર હંકારાય છે તે જેમ હંકારાય તેમ જોયા કરવાનું. તે ખરાબે ચઢી ભાગી જાય તો તે જાણી સંતાપ કરવાનો. હવે બીજું કંઇ નથી રહ્યું. જય શ્રી સમર્થ. તારી જેવી ઇચ્છા. ईश्वरेच्छा बलीयसी केवलम्।



## પુષ્પ ૨૬ મું.

## એશિઆખંડના પર્વતો, નદીઓ, અને મહાસાગરો.

પાત્રો.

પામીરઃ—દુનિયાનું છાપરૂં.

હિમાલય, કારાકોરમ, ક્યુએનલુન, થ્યાનશાન, આલ-તાઇ, યાબ્લોનોઈ, હિંદુકુશ, સુલેમાન, હાલા, પશ્ચિમઘાટ, એલ્બુર્ઝ, તૌરસ, યુરલ, વગેરે પર્વતો.

સ્થળઃ—મધ્ય એશિઆ.

**પામીરઃ**—હે પર્વત બંધુઓ, પૃથ્વી પર હું ઉંચામાં ઉંચો પ્રદેશ છું; લોકો મને પામીર નામથી સંબોધે છે. કેટલાક મને દુનિયાનું છાપરૂં કહે છે, કેમકે સર્વ ઉચ્ચ પ્રદેશોનું હું મધ્ય બિંદુ છું. તમે, તમારી દીકરીઓ નદીઓ, અને તમારા જમાઇ મહાસાગરો દુનિયાની અથાગ સેવા કરી રહ્યાં છો. જગતને ઉપકારક બનવું એ મારો ને તમારો જીવનહેતુ છે. દુનિયાને એથી વધારે ઉપયોગી આપણે બનીએ, તે સારૂ એક વિચાર મારા મનમાં આવ્યો છે. એ વિચાર પ્રમાણે ચાલવાથી લોકોને આપણે વધારે ફાયદો કરી શકીશું એમ મારૂં માનવું છે. પણ તે વિચાર તમને જણાવું તે અગાઉ તમે કઈ કઈ નદીઓથી કયા કયા મહાસાગરો સાથે સંબંધ ધરાવો છો અને તે મહાસાગરો કેવા સમૃદ્ધિવાન અને કેવા સ્વભાવના છે, તે જાણવાની મારી ઈચ્છા છે. એ જાણ્યા પછી મારા વિચાર સંબંધી આપણે ચર્ચા કરીશું.

**હિમાલય:**—બાપુ, તમે અમારા વડીલ છો. તમે જે વિચાર કર્યો હશે તે અમારે માટે અને જગતને માટે કલ્યાણકારીજ હશે. આપની આજ્ઞા અમારે શિરસાવંદ્ય છે. હું હિમાલય હિંદુસ્તાનની ઉત્તર સરહદ પર ૧૫૦૦ માઇલ લાંબો ને ૨૦૦ માઇલ પહોળો પથરાએલો છું. સિંધુ, ગંગા, જમના, બ્રહ્મપુત્રા અને ઇરાવદી, વગેરે મોટી નદીઓ અને બીજી નાની નદીઓ મારી દીકરીઓ છે. એ મેં હિંદી મહાસાગરના કુટુંબમાં પરણાવી છે. હિંદી મહાસાગર એ દક્ષિણ મહાસાગરનો મુનીમ છે. રાતો સમુદ્ર, ઈરાની અખાત, ખંભાતનો અખાત, માર્તાબાનનો અખાત, વગેરે હિંદી મહાસાગરના પૌત્રો અને અરબીસમુદ્ર અને બંગાળા સમુદ્ર એ બે તેના પુત્ર છે. આ બધાએ મળીને પૃથ્વીનો લગભગ પા ભાગ રોકયો છે. દક્ષિણ મહાસાગર વિષુવવૃત્તની દક્ષિણમાં છે, ને હીંદી મહાસાગર તથા તેના પુત્રપૌત્રો વિષુવ-વૃત્તની ઉત્તરમાં છે. આ બધાનો સ્વભાવ બહુ તોફાની નથી તેમ છેક શાન્ત નથી; છતાં વ્યાપારની દૃષ્ટિએ અને વરસાદની દૃષ્ટિએ એ ઘણા અગત્યના છે.

**કયુએનલુન:**—હું ટિબેટ ને ચીનમાં પથરાએલો છું ને કયુએનલુન નામથી જાણીતો છું. કારાકોરમ મારો સહોદર ભાઈ છે. હોહોાંગહો, યાંગસેકયાંગ, મેકાંગ, વગેરે મારી પુત્રીઓને પાસિફિક મહા-સાગરના પુત્રો સાથે પરણાવી છે. પાસિફિક મહાસા-ગરને બહેરિંગ, ઓકોટસ્ક, જાપાન, પીળો, અને

ચિનાઈ સમુદ્ર, એવા પાંચ પુત્રો છે. પૃથ્વી પર એ ઉંડામાં ઉંડો મહાસાગર છે. શાંત છે. એશિઆ અને અમેરિકા ખંડની વચ્ચે વસેલો છે, તેથી આ બે ખંડોના વ્યાપાર માટે અને તે ખંડોના કિનારા પરના પ્રદેશોમાં વરસાદ માટે ઠીક ઉપયોગી છે.

**યાબ્લોનોઇઃ**—બાપુ, થ્યાનશાન અને આલ્તાઇ પર્વતો પછી મારો યાબ્લોનોઇનો બોલવાનો સમય છે, છતાં મારી એક દીકરી જે આમુર નદી છે તે પાસિફિક મહાસાગરના પુત્ર ઓકોટસ્ક સમુદ્ર સાથે પરણાવેલી છે, તેથી કયુએનલુન પર્વતે જે બીના કહી તે ખરી છે, એમ કહી દેવાની ઉતાવળ કરૂં છું, માટે ક્ષમા આપશો.

**થ્યાનશાનઃ**—મારે એક પણ દીકરી નથી. હું એશિઆના મધ્યભાગમાં આપની સમીપમાંજ રહું છું, મને એક પણ મહાસાગર કે સમુદ્રની ખબર નથી. હું કંઈ પણ કહી શકતો નથી, માટે આ થ્યાનશાન પર્વત, બાપુની ક્ષમા માગે છે.

**સ્ટેનોવોઈઃ**—હું પણ એવો વાંઝીઓજ છું, અને એશિઆ ખંડના છેક ઈશાન ખુણામાં રહું છું. ઉત્તર મહાસાગર અને પાસિફિક મહાસાગરના પવનોની લહેરો મારી તરફ આવે છે, તે સિવાય બીજું કંઇ હું કહી શકતો નથી માટે મને સ્ટેનોવોઇને પણ ક્ષમા આપશો.

**પામીરઃ**—ભાઈઓ, ક્ષમાની પરંપરા ચલાવવાની જરૂર નથી.

**આલતાઈઃ**—હું સાઇબિરિઆ અને ચીનની સરહદ પર વસનારો આલતાઇ પર્વત છું. ઇર્ટીશ, ઓબી, યેનેસી, અને લીના એ નદીઓ મારી દીકરીઓ છે, ને એ સર્વ ઉત્તર મહાસાગને પરણાવેલી છે. ઉત્તર મહાસાગર લકવાનો દરદી છે. તેનો ઘણો ભાગ બરફથી ઠરેલો રહે છે, શિઆળામાં તો તે આખો ઠરી જાય છે, અને તેના દુઃખને લીધે મારી દીકરીઓ પણ ઠરી જાય છે. તે માત્ર નામનો મહાસાગર છે. વ્યાપારની દૃષ્ટિએ કે વરસાદની દૃષ્ટિએ એ બહુ ઉપયોગી નથી.

**હિંદુકુશઃ**—મારૂં નામ હિંદુકુશ છે, હું પણ આપની પાસેજ વસું છું. આમુદર્યા ને સીરદર્યા, એવી મારી બે દીકરીઓ છે. તે એરલ સમુદ્રને પરણાવી છે. એરલ એ સરોવર છે, પણ સમુદ્ર જેટલો મોટો છે, તેથી લોકો તેને સમુદ્ર કહે છે. વળી એ પોતે પણ કેટલીક વખત વાત કરતાં કહે છે, કે પહેલાં હું ને કાસ્પિઅન સમુદ્ર કોઈ મહાસાગરના પુત્ર હતા, પણ અમારી આજુબાજુની જમીન કોઇ કારણસર ઉંચી થઈ જવાથી અમે તેમનાથી છુટા પડયા છીએ.

**યુરલઃ**—મહારાજ, એ ખરી વાત છે. મારી દીકરી યુરલ તે કાસ્પિઅન સમુદ્ર કે જે સરોવર છે તેને પરણાવી છે, તેથી મને એ વાતની પ્રતિતી છે. મારૂં

નામ યુરલ પર્વત છે. હું સર્વથી નિરાળો એશિઆ ખંડની છેક પશ્ચિમ સરહદ પર પથરાએલો છું. હું, મારી દીકરી યુરલ, મારો જમાઇ કાસ્પિઅન, પર્વત કોકેસસ, કાળો સમુદ્ર અને મારમોરાનો સમુદ્ર એ બધાં મળી એશિઆ ખંડને યુરોપ ખંડથી જુદો પાડીએ છીએ. ભૂમધ્ય સમુદ્ર, કાળો સમુદ્ર, અને મારમોરાનો સમુદ્ર જે એશિઆ ખંડના પશ્ચિમ કિનારે છે, એ પોતાને આટલાંટિક મહાસાગરના વંશજ કહેવડાવે છે. એ બધાની સાથે એશિઆ ખંડના એક પણ પર્વતે પોતાની દીકરી પરણાવી સંબંધ બાંધ્યો નથી.

**પામીરઃ**—ઠીક, આટલાંટિક મહાસાગરની હકીકત હું યુરોપખંડના પર્વતો મારફતે મંગાવીશ. હવે જે બાકી રહ્યા હો તે પોતાની હકીકત જણાવો.

**સુલેમાનઃ**—હું સુલેમાન અને મારો ભાઇ હાલા પર્વત બંને અપુત્ર છીએ; માટે અમારી પાસેથી કંઇ પણ જાણવાની આશા નથી. અમે બંને હિંદુસ્તાનની પશ્ચિમ સરહદ પર છીએ.

**તૌરસઃ**—હું તૌરસ એશિઆ માઇનોરમાં વસું છું, મારે પણ કંઈ કહેવાનું નથી.

**એલ્બુર્ઝઃ**—બાપુ, હું એલ્બુર્ઝ ઈરાનમાં રહું છું. મારી પાસેના આર્મીનિઆના ઉચ્ચ પ્રદેશમાંથી યુફ્રેટિસ અને તૈગ્રિસ નદીઓ નીકળે છે, તેઓ બંને ભેગી થઈ હિંદી મહાસાગરના પૌત્ર ઇરાની અખાતને વરેલી

૧૦

છે. હિંદી મહાસાગરની હકીકત મોટા ભાઇ હિમાલયે જણાવી છે.

**પશ્ચિમઘાટઃ**—હું પશ્ચિમઘાટ હિંદુસ્તાનના દક્ષિણ ભાગમાં છું. ગોદાવરી, કૃષ્ણા અને કાવેરી નામની મારી દીકરીઓ હિંદી મહાસાગરના પુત્ર બંગાળાના સમુદ્રને વરેલી છે.

**પામીરઃ**—વિંધ્ય પર્વતની દીકરી નર્મદા, સાતપુડાની તાપી, એમ હિંદુસ્તાનના બીજા પહાડોની નાની મોટી દીકરીઓ છે, અને તે બધી હિંદી મહાસાગરના કુળમાં પરણેલી છે, એટલે હું નથી ધારતો કે તે પર્વતોને વિશેષ કંઇ કહેવાનું હોય; અથવા મારે જાણવાનું બધું હું જાણી શકયો છું, પણ સમય વધારે થઇ ગયો છે. એટલે ચર્ચા કરવામાં વધારે સમય જશે, એમ ધારી મારો વિચાર આગળ પર જણાવવાનું રાખી આજનું કામ પુરૂં કરીશું.



# પુષ્પ ૨૭ મું.



## ગુરુત્વાકર્ષણ.

**પાત્રો.**

**દિનેશઃ**—પિતા.

**મહેશઃ**—પુત્ર.

**સ્થળઃ**—મહેશનું વાચનાલય.

**મહેશઃ**—કેટલું નવાઈ જેવું! ઉછાળેલો હલકો ફૂલ જેવો રબરનો દડો આકાશમાં અધર રહી શકતો નથી, જ્યારે અબજો ટન વજનનો આ પૃથ્વીનો ગોળો આકાશમાં અધર રહ્યો છે!! વધારે નવાઈ જેવું તો એ છે, કે મારી કુસુમ બેન ફેર કુંદડી ફરતી ફરતી જેમ માતાના દહેરાની આજુબાજુ ફેરા ફરે છે, તેમ આ પૃથ્વી ચક્કર ચક્કર ફરે છે, અને એમ ફરતી ફરતી સૂર્યની આજુબાજુ ફેરા ફરે છે!!!

(મહેશના પિતા દિનેશ આવે છે.)

**દિનેશઃ**—એકલી પૃથ્વીજ સૂર્યની આજુબાજુ ફરે છે, એમ નથી. બુધ, શુક્ર, મંગળ, ગુરુ, શનિ, યુરેનસ અને નેપ્ચ્યુન એ સાત મોટા ગ્રહો અને બીજા અસંખ્ય નાના ગ્રહો તેં કહ્યું તેવી રીતે સૂર્યની આજુબાજુ ફરે છે.

**મહેશઃ**—એ બધા ગોળ છે?

**દિનેશઃ**—હા.

મહેશઃ—એ બધા અધર છે અને પોતાની ધરી ઉપર ફરતા છે ?

દિનેશઃ—હા. રાતે આકાશમાં જે અસંખ્ય તારાઓ દેખાય છે, એ આપણી પૃથ્વી કરતાં ઘણી મોટી પૃથ્વીઓ છે, અને કેટલાક આ સૂર્ય કરતાં ઘણા મોટા સૂર્યો છે. એ બધા ગોળ છે, ને ફરતા છે. આપણો સૂર્ય પણ એક ગોળો છે, ને તે ફરતો છે. વળી તે બીજા સૂર્યની આજુબાજુ ફરે છે.

મહેશઃ—ઓ પ્રભુ ! કેટલા બધા ગોળા આકાશમાં અધર ફર્યા કરેછે !! મારી એક કવિતામાં લખ્યું છે, કેઃ-

રે અધર રહ્યા સહુ ગોલ, ગભિર છે પોલ, તું જગદાધારા.

એ બરાબર છે. વારૂ. બાપુ, આ સૂર્ય બીજા કોઇ સૂર્યની આજુબાજુ ફરે છે, તો તેની આજુબાજુ ફરનારા ગ્રહોને સાથે લઇનેજ ફરતો હશેને !

દિનેશઃ—એમજ. ચંદ્ર પૃથ્વીની આજુબાજુ ફરે છે, અને પૃથ્વી સૂર્યની આજુબાજુ ફરે છે, એટલે ચંદ્ર પણ પૃથ્વીની જોડેજ સૂર્યની આજુબાજુ ફરે છે. એવીજ રીતે આપણો સૂર્ય પોતાના સૂર્યમંડળ સહિતજ બીજા મોટા સૂર્યની આજુબાજુ ફરે છે. આવી તો અનંત કોટિ સૂર્યમાળાઓ છે.

મહેશઃ—બાપુ, કારણ વગર કાર્ય થઇ શકતુંજ નથી, એ નિયમાનુસાર આ બધા ગોળાઓ ચક્કર ચક્કર ફર્યા કરે છે, તો તેનું કારણ હોવુંજ જોઈએ.

દિનેશઃ—કારણ છે. પહેલાં એક વાત જાણવા જેવી છે.

આપણી પૃથ્વી અને બુધ, શુક્ર, વગેરે ગ્રહો સૂર્યમાંથી છુટા પડેલા છે. સૂર્યના અતિશય ભ્રમણને લીધે તેના કેટલાક લોચા છુટા પડયા અને અમુક અંતરે જઈ ફરવા લાગ્યા. બધા ગ્રહોને ચક્કર ચક્કર ફરવાની ગતિ સૂર્યના ભ્રમણમાંથી મળેલી છે. મોટા સૂર્યમાંથી આપણો સૂર્ય છુટો પડેલો. બીજા સૂર્યોનું પણ એમજ સમજવું અને તેમની ગતિનું કારણ પણ આવુંજ. ગ્રહોમાંથી ઉપગ્રહો એટલે ચંદ્રો છુટા પડેલા તે પણ ગ્રહોના ભ્રમણને લીધેજ.

**મહેશઃ**—ચંદ્રો એમ કેમ કહ્યું? ચંદ્ર તો એક છે.

**દિનેશઃ**—આપણી પૃથ્વીને એક ચંદ્ર છે, પણ બીજા ગ્રહોને પણ ચંદ્ર છે. મંગળને બે, ગુરુને પાંચ, શનિને સાત, યુરેનસને ચાર અને નેપ્ચ્યુનને એક ચંદ્ર છે. બુધ અને શુક્રને ચંદ્ર નથી.

**મહેશઃ**—ઠીક. આપણી પૃથ્વી સૂર્યમાંથી છુટી પડી એમ કહો છો, ત્યારે સૂર્ય તો અતિશય ગરમ છે. તેમાંના સઘળા પદાર્થો વાયુરૂપ છે. આપણી પૃથ્વી તો નક્કર છે, અને સૂર્ય જેવી ગરમ તો નથીજ.

**દિનેશઃ**—એ ગરમ હતી. હજુ પૃથ્વીનો અંદરનો ભાગ ગરમ છે. પહેલાં પૃથ્વી આવી નક્કર ન હતી. સૂર્યની માફકજ વાયુરૂપ હતી. પણ પછીથી ધીમે ધીમે ઠંડી પડીને તેનો આવો પોપડો બંધાયો. પૃથ્વી જ્યારે આવી નક્કર નહોતી બની ત્યારેજ ચંદ્ર તેમાંથી છુટો પડેલો.

**મહેશઃ**—બીજા ગ્રહો પણ પૃથ્વીની માફક ઠંડા પડી ગયા હશે, નહિ વારૂ ?

**દનેશઃ**—ના, હજુ તે ઓછાવત્તા ગરમ છે. તે ઠંડા પડતા જાય છે ખરા.

**મહેશઃ**—આ વાતો સાંભળીને મને તો અનેક પ્રશ્નો પૂછવાનું મન થઇ જાય છે. હશે એ બધું પછી, પણ કહોને કે એ બધા અધર શી રીતે રહ્યા છે, અને સૂર્યની આજુબાજુ કયા બળને લીધે ફરે છે ?

**દનેશઃ**—હા, એ હવે હું તને સમજાવીશ. મને કહે કે પૃથ્વી ફરે છે, છતાં આપણે કેમ ઉથલી પડતા નથી ?

**મહેશઃ**—એ તો અમારા ગુરુજીએ ભણાવ્યું છે. પૃથ્વી પોતાના મધ્ય બિંદુ તરફ હરેક પદાર્થને આકર્ષે છે. એ આકર્ષણને ગુરુત્વાકર્ષણ કહે છે.

**દનેશઃ**—પદાર્થ અને પૃથ્વી વચ્ચે જેમ આકર્ષણ છે તેમ પદાર્થ પદાર્થ વચ્ચે, સૂર્ય અને ગ્રહો વચ્ચે, એક બીજા સૂર્યો વચ્ચે અને ગ્રહો ઉપગ્રહો વચ્ચે પણ એવું આકર્ષણ છે. એ આકર્ષણને બળેજ બધા ગ્રહો અધર રહ્યા છે. સૂર્યના આકર્ષણને લીધેજ બધા ગ્રહો સૂર્યની આજુબાજુ ફરે છે, અને મોટા સૂર્યનું આકર્ષણ આપણા સૂર્ય પર છે, તેથી જ તે મોટા સૂર્યની આજુબાજુ ફરે છે. બીજી સૂર્યમાળાઓનું પણ એમજ સમજવું.

**મહેશઃ**—અને ઉપગ્રહો ગ્રહોની આજુબાજુ ફરે છે, તેનું પણ તેમજ.

દનેશઃ—હા એમજ.

મહેશઃ—એ આકર્ષણનું નામ તો હશેને ?

દનેશ—એનું નામ પણ ગુરુત્વાકર્ષણજ. ગુરુત્વાકર્ષણ એટલે મોટામાં મોટું ને જબરામાં જબરૂં આકર્ષણ. આખા વિશ્વમાં એ આકર્ષણ વ્યાપી રહેલું છે.

મહેશઃ—આ બધું કોણે શોધી કાઢયું હશે ?

દનેશઃ—આ સંબંધી ઘણા શોધકોએ પ્રયત્ન કરેલો છે, પણ એનો ચોકસ સિદ્ધાંત તો ન્યૂટન નામના એક અંગ્રેજ વિદ્વાને સિદ્ધ કર્યો. એક વખત એ ઝાડ નીચે બેઠો બેઠો વાંચતો હતો, તેવામાં ઝાડ ઉપરથી એક ફળ નીચે પડયું. એ ઉપરથી એને પ્રશ્ન થયો કે આ ફળ નીચેજ કેમ પડયું ? ઉંચે કેમ ન ગયું ? વિચારતાં તેને લાગ્યું કે પૃથ્વીના આકર્ષણને લીધે તેમ બન્યું. તારો રબરનો દડો પૃથ્વી પર પાછો પડે છે, તે પણ આ આકર્ષણને લીધેજ. ન્યૂટને વધારે વિચાર કર્યો ત્યારે જણાયું કે જે આકર્ષણને લીધે ફળ પૃથ્વી પર પડયું તેજ આકર્ષણને લીધે આ ગ્રહો સૂર્યની આજુબાજુ ફરે છે, ને ઉપગ્રહો ગ્રહોની આજુબાજુ ફરે છે. આખા વિશ્વમાં આ આકર્ષણ વ્યાપક છે. એ આકર્ષણને બળે અમુક અંતરે રહી આ અસંખ્ય ગોળાઓની ઘટમાળ ફર્યા કરે છે.

મહેશઃ—પણ આ મહાન આકર્ષણની પ્રેરક કોઇ અનંત સત્તા હોવી જોઇએ.

દિનેશઃ—હા, એવી કોઈ અનંત સત્તા હોવીજ જોઇએ. એ અનંત સત્તાને કોઈ ઇશ્વર કહે છે. કોઈ કુદરત કહે છે.

મહેશઃ—એ અનંત સત્તાજ મને તો ખરૂં ગુરુત્વાકર્ષણુ બળ લાગે છે. આવું જ્ઞાન થવું તે એ અનંત સત્તાનેજ આધીન છે. આપણી બુદ્ધિ અને મનની પ્રગતિ એ મહાન ગુરુત્વાકર્ષણુ બળનેજ આધીન છે. એ અનંત સત્તાની ઉપાસના કરીએ તોજ આવી શોધકવૃત્તિ આપણામાં આવે.

દિનેશઃ—એ ખરૂં છે. આવા વિચારો કરીએ ત્યારેજ એ અનંત સત્તાની અનંતતાની ઝાંખી થાય છે. ત્યારેજ એ અનંત સત્તા તરફ માન અને પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થાય છે. દરેક વિષયના જ્ઞાનમાં જ્યારે ઉંડા ઉતરીએ ત્યારે એજ અનંતતાનું ભાન થાય છે. આવી આવી બાબતો તું વિચારતોજ રહે, અને એ અનંત સત્તાની અનંતતાને તારૂં હૃદય સ્પર્શતું રહે, એવા મારા આશીર્વાદ છે.



## પુષ્પ ૨૮ મું.



### બુદ્ધિસાગર.

પાત્રો.

બુદ્ધિસાગર
પ્રવીણસાગર  બે વણિકભાઈ.

ચોર, પોલિસ, વગેરે.

સાધનઃક—ંકુ, નાડાછડી, વગેરે.

સ્થળઃ—બુદ્ધિસાગરનું ઘર.

( બંને ભાઇ સૂતા છે, એવામાં ચોર ઘરમાં પ્રવેશ કરે છે. બુદ્ધિસાગર તેને જોઈ જાય છે. )

બુદ્ધિસાગર (ધીમેથી):—અલ્યો પ્રવીણ. ઘરમાં ચોર પેઠો છે. જો બૂમ પાડીશું, તો ચોર કદાચ આપણને મારી બેસશે; માટે હું જે તને કહું તે તું હા, હા, કરજે.

પ્રવીણસાગર—સારૂં.

બુદ્ધિસાગરઃ—અલ્યો, જાગે છે, કે ? ( મોટેથી વાત કરે છે. )

પ્રવીણસાગરઃ—કેમ, મોટાભાઇ ?

બુદ્ધિસાગરઃ—મને એક વિચારે ઊંઘજ ન આવી. હું એમ કહું છું, કે આપણે ઘરડા થવા આવ્યા પણ ઈશ્વરે મને કે તને એક પણ સંતાન ન આપ્યું. ઇશ્વરને ત્યાં છોકરાની શું ખોટ પડી હશે ?

પ્રવીણસાગરઃ—એમજ તો. વળી મારી ને તમારી બરીઓ

પણ કાળે ઝડપી લીધી. હવે આપણને કન્યા આપે કોણ ને વંશવૃદ્ધિ થાય કેમ ?

બુદ્ધિસાગરઃ—પ્રવીણ, મારૂં મન એમ કહે છે, કે આપણામાં દત્તક પુત્ર લેવાનો રિવાજ તો છે. આપણે ગમે તેને દત્તક લઇ એક પુત્ર તરીકેનો લ્હાવો ન લઇ શકીએ ?

પ્રવીણસાગરઃ—લઇ શકીએજ. તો ધર્મના કામમાં ઢીલ શી?

બુદ્ધિસાગરઃ—જેને દત્તક કરવો તેને શોધવા ક્યાં જઈએ? ઈશ્વર પર શ્રદ્ધા રાખી સવારે બારણું ઉઘાડતાં જે માણસ પહેલું આપણા બારણામાં પેસે તેને આપણે દત્તક કરી લઈએ, અને આ ઘર, ધન, ધાન્ય, સર્વ તેને આપીએ. કહે, તારૂં મન માને છે ?

પ્રવીણસાગરઃ—બરાબર છે, ભાઈ. તો જરૂર કાલે તે પ્રમાણે કરીએ,

બુદ્ધિસાગરઃ—તો સવારમાં વહેલો ઊઠજે. હું પણ વહેલો ઊઠીશ. નાહી ધોઇને ઇશ્વરનું નામ લઈ બારણું ઉઘાડીશું. શું શ્રી હરિ આપણું બારણું ઉઘાડું નહિ રાખે ?

પ્રવીણસાગરઃ—મોટા ભાઇ, ધીરજ રાખો. ઇશ્વર દયાળુ છે. તે જરૂર આપણી આશા પુરી કરશે. હવે સૂઇ જાઓ તો સવારે વહેલું ઉઠાય.

(બંને ઊંઘી જવાનો ડોળ કરી નસકોરાં બોલાવે છે.)

ચોરઃ—અત્યારે જે હાથમાં આવે તે લઈ જવાથી મારૂં કંઇ ભલું થવાનું નથી. અહીં ભરાઇ રહી સવારે

બારણું ઉઘાડે તે વખતે હું પેઠો હોઉં એમ બતાવું, તો મારી આખી જિંદગી સુધરી જાય. પેટની ખાતર મારે આ નઠારો ધંધો કરવો પડે છે, એ પાપમાંથી મુક્ત થાઉં ને મારા ભવનું દુઃખ ભાગી જાય.

( એક ખુણે સંતાઇ રહે છે. )

**પ્રવીણસાગરઃ**—મોટાભાઇ, ઊઠો. સવાર થયું. કુકડો કુકરેકૂક કરે છે. પાડોશીના છોકરાઓ વેદના મંત્ર ગોખતા સંભળાય છે. વળી લોકો પોતપોતાના ધંધે જતા હોય એમ તેમના શોર દૂરથી સંભળાય છે. આપણે રોજ વહેલા ઊઠીએ છીએ, પણ આજનો દિવસ તો ઉજમાળો કહેવાય, માટે રોજ કરતાં પણ વહેલું ઊઠવું જોઈએ.

**બુદ્ધિસાગરઃ**—ખરી વાત છે. તું નાહી લે ત્યારે.

**પ્રવીણસાગરઃ**—હું નાહીને આવું છું; તમે દંતધાવન કરી લો.

( પ્રવીણસાગર નાહીને આવે છે. )

**બુદ્ધિસાગરઃ**—હું નાહીને આવું છું. તું બારણું ઉઘાડ અને કોણ આપણા બારણામાં પહેલું આવે છે, તે જો.

( બુદ્ધિસાગર નાહવા જાય છે. પ્રવીણસાગર બારણું ઉઘાડે છે. ચોર નજર ચૂકવી બારણામાં પેસે છે. )

**પ્રવીણસાગરઃ**—મોટાભાઇ, નાહી રહ્યા કે ? જુઓ. બારણું ઉઘાડતાં વારનેજ ઇશ્વરે આપણે માટે પુત્ર મોકલ્યો છે. (બુદ્ધિસાગર નાહીને આવે છે. )

**બુદ્ધિસાગર** ( દોડતો દોડતો સામે જઇ ):—આવો, મારા વહાલા દીકરા, આવો. દીકરા, ઇશ્વરે તને અમારી પાસે મોકલ્યો છે. આજથી તું અમારો દીકરો; અમારી બધી દોલતનો તું વારસ થયો છે. અલ્યો પ્રવીણ, સાંભળે છે કે ? ગોર મહારાજે જે વિધિ કહી છે, તે પ્રમાણે તું એની પૂજા કર. પછી હું પણ યથાવિધિ પૂજા કરીશ.

**પ્રવીણસાગરઃ**—પૂજાની સામગ્રી તૈયારજ છે. બેટા, અહીં થાંભલા પાસે ઉભો રહે. ( થાંભલા પાસે ચોરને ઉભો રાખી તેની પૂજા કરીને ચોરના હાથમાં નાડું આપી પ્રદક્ષિણા ફરવા માંડે છે. )

**બુદ્ધિસાગરઃ**—**बहु तंतवो बलवन्तः** એ ગોરના આપેલા મંત્રનો જાપ કરવો ભૂલીશ નહિ. જેમ જલદી ને વધારે પ્રદક્ષિણા કરીશ, તેમ વધારે ફળ મળશે.

**પ્રવીણસાગરઃ**—લો, મારી વિધિ તો પરી થઇ. હવે તમે વિધિ શરૂ કરો. ( બુદ્ધિસાગર વધારે નાડું લઇ વધારે આંટા ફરે છે. )

બંનેઃ—ચોર, ચોર. પકડો. પકડો. ( પાડોશીઓ ને સિપાઇઓ દોડી આવે છે. ચોરને લઇ જાય છે. )



# પુષ્પ ૨૯ મું.



## સત્યેંદ્ર-સોક્રેટીસ.

પાત્રો.

સત્યેંદ્ર } બે મિત્રો.
જિતેંદ્ર }

સ્થળઃ—રાજમાર્ગ.

જિતેંદ્રઃ— શિખરિણી છંદ.

અસત્યો માંહીથી પ્રભુ પરમ સત્યે તું લઇ જા,
ઉંડા અંધારેથી પ્રભુ પરમ તેજે તું લઇ જા;
મહા મૃત્યુમાંથી અમૃત સમીપે નાથ લઈ જા,
તું હીણો હું છું તો તુજ દરસનાં દાન દઇ જા.

સોક્રેટીસનોજ બીજો અવતાર. ઓળખ્યો ? કેમ ? પેલો મારો ખાસ જીવજાન મિત્ર સત્યેંદ્ર. બરાબર છે. તમે તેને શી રીતે ઓળખો ? તેને કદી પણ જોયો હોય ત્યારે ને ? પણ ગભરાશો નહિ. આવતોજ હશે. થોડું કહી દેવા દો. સોક્રેટીસને તો જાણો છોને ? એમાં ને સત્યેંદ્રમાં નામ સિવાય કંઈજ તફાવત નથી. વાહ ! સત્યેંદ્ર, વાહ ! શું ઠાવકો, ગંભીર, શાણો ને ચતુર ! શી એની પ્રશ્ન પૂછવાની ચાલાકી ! જિજ્ઞાસુ ને જ્ઞાની. અહાહા ! પેલા વ્યંકટેશ્વર પુરાણીને આડાઅવળા પ્રશ્નો પૂછીને એવો મુઝવ્યો, કે તે બિચારો કંઇજ જાણતો નથી, એમ ઠરાવ્યું; સૂંઠને ગાંગડે વૈદ મનાવનાર પેલા ગર્ધવનાદને તો ગરદનજ માર્યો. મારા વહાલાને એવું એવું આવડે છે કયાંથી ? કેટલાક તો એને

તોફાની ગણે છે; એને દુશ્મન માને છે; પણ એતો સાચો સેવક છે. સત્ય હકીકત લોક સમક્ષ રજુ કરવી એજ તેનો હેતુ છે. લોકોનું અનિશ્ચિત જ્ઞાન નિશ્ચિત ને પરિપક્વ કરવું એજ તેની ધારણા છે. માટે મને તો એ બહુ વહાલો લાગે છે.

( સત્યેંદ્ર આવે છે )

**સત્યેંદ્રઃ**—જિતેંદ્ર, કેમ કંઈ આવડી નિંદા કરે છે ?

**જિતેંદ્રઃ**—અરે મિત્ર, આ તે નિંદા કે સ્તુતિ ?

**સત્યેંદ્રઃ**—એ તો ઠીક, પણ સાંભળ્યું છે, કે આપ કનકપુરના દિવાન થવા માગો છો ?

**જિતેંદ્રઃ**—તેં આ વાત શી રીતે જાણી ?

**સત્યેંદ્રઃ**—ગમે તે રીતે જાણી. તું કનકપુરનો દિવાન થાય એ તો સારૂં. મને ગમે છે. પણ એ વાત ખરી હોય તો મારે તને કેટલુંક પૂછવાનું છે.

**જિતેંદ્રઃ**—સત્યેંદ્ર, વાત તો ખરી છે. તારે જે પૂછવું હોય તે પૂછ, પણ કૃપા કરીને મને બનાવતો ના. તને બધી દિશાનું જ્ઞાન છે. મારૂં જ્ઞાન એટલું નથી.

**સત્યેંદ્રઃ**—બનાવવાની વાતજ શી છે ? માણુસ જે સ્થિતિમાં હોય કે જે સ્થિતિમાં રહેવા માગતો હોય, તેનું તો તેને ચોકસ જ્ઞાન જોઇએજ.

**જિતેંદ્રઃ**—એ તો યથાર્થ કહ્યું.

**સત્યેંદ્રઃ**—હું એમ પૂછું છું, કે કનકપુરના રાજ્યની ઉપજ કેટલી હશે ને ખર્ચ કેટલું હશે ?

જિતેંદ્રઃ—ઉપજનો ચોકસ આંકડો તો મને ખબર નથી. પણ લોકો કહે છે, કે દસબાર લાખની ઉપજનું એ રાજ્ય છે. ખર્ચના આંકડાની તો બીલકુલ ખબર નથી.

સત્યેંદ્રઃ—રાજ્યની કેટલી ઉપજ કયા કામમાં ખર્ચાય છે, અથવા અયોગ્ય ખર્ચ કયો થાય છે, તે જાણવાની તો પેરવી કરી હશે ?

જિતેંદ્રઃ—એ તો દિવાનગીરી લીધા પછીજ કરી શકાશે.

સત્યેંદ્રઃ—કનકપુરનરેશના પ્રજા તરફના કેટલાક અત્યાચારો વર્તમાન પત્રોમાં વાંચવામાં આવે છે. તે બાબતની ખરી તપાસ તો કરી હશેજ ?

જિતેંદ્રઃ—તે કહેવાતા અત્યાચારો ખરા કે ખોટા તેની શી ખબર ?

સત્યેંદ્રઃ—બરાબર છે તો પછી તેવા અત્યાચારો દૂર કરવાની તૈયારી તો કયાંથીજ થઇ શકી હોય?

જિતેંદ્રઃ--નહિજ.

સત્યેંદ્રઃ—સરહદનાં રાજ્યો સાથે કનકપુરના રાજ્યને કેટલીક તકરારો છે, તેનો વિચાર કંઇ થઇ શકયો છે ?

જિતેંદ્રઃ—તેવી તકરારો કંઇ સાંભળવામાં નથી, કદાચ પછીથી માલમ પડેશે તો સમયાનુસાર બુદ્ધિથી તેનો નીવેડો લાવી શકાશે.

સત્યેંદ્રઃ—કનકપુર બંદર છે, એ તો સારી રીતે જાણો છો ને ?

જિતેંદ્રઃ—એ તો જગજાહેર વાત છે.

સત્યેંદ્રઃ—એ બંદરે કયા કયા દેશનો માલ ઉતરે છે, ને કયા કયા દેશો સાથે સંબંધ બાંધવાથી તેની સારી ખિલવટ થઇ શકે, એ તો સારી રીતે વિચારી કાઢયું હશે !

જિતેંદ્રઃ—એનો તો વિચાર કર્યો નથી.

સત્યેંદ્રઃ—કનકપુરના બંદરની ખિલવટ થતી અટકે એ માટે બીજા બંદરોના વેપારીઓ પ્રયાસ કરી રહ્યા છે. તે બાબત શું કરવા ધાર્યું છે ?

જિતેંદ્રઃ—મિત્ર, એની તો મને પુરતી સમજજ પડતી નથી.

સત્યેંદ્રઃ—ટુંકમાં માત્ર કનપુરના દિવાન થવું એટલોજ તેં વિચાર કર્યો છે, પણ એ દિવાનપદ કેમ દીપાવવું તેનો તેં વિચારજ કર્યો નથી. લાચારીની વાત છે. રાજાની દિવાનગીરી કરવી એટલે તરવારની ધાર પર ચાલવું એ સમજે છે ?

જિતેંદ્રઃ—મિત્ર તારી સલાહ લીધા પછીજ હું આગળ પગલું ભરીશ.

સત્યેંદ્રઃ—મારી સલાહ શું કામ લાગશે ? તારામાં મીઠું નહિ હોય તો દિવાનગીરીમાં બનીશ.

જિતેંદ્રઃ—તેં જે બાબતો જણાવી તે સંબંધી પૂરતો વિચાર કર્યા પછીજ દિવાનપદ લઇશ, પછી છે કંઇ ?

સત્યેંદ્રઃ—ઠીક ત્યારે; અપૂર્ણ ન રહીશ. કોઈ પણ કાર્ય આરંભતાં પહેલાં તે કાર્યને આવશ્યક બધુંજ જ્ઞાન

મેળવવું. વારૂ, આજ પ્રેમાભાઇ હોલમાં લલિતશંકર કચુમરનું વિધવાવિવાહ પર ભાષણ છે. આવવું છે તારે ?

જિતેંદ્રઃ—તને આવી આવી બાબતની કયાંથી ખબર પડે છે ?

સત્યેંદ્રઃ—હું તો એવું એવું ખોળતોજ રહું છું. મારો તો એ ધંધો થઇ પડયો છે. જેને જે જોઇએ તે એની મેળે મળી રહે છે. મારે લલિતશંકરને કેટલુંક પૂછવાનું છે.

જિતેંદ્રઃ—હશેજ. નહિ પૂછવાનું હોય તો પણ ખોળી કાઢીશ. તેમાં વળી આ વિષયમાં પ્રવેશ કરવાનાં તો ઘણાં દ્વાર છે; એટલે તેમાં તો તું સારી રીતે સંતાકુકડી રમી શકીશ. વારૂ, વિધવાવિવાહ કરવો એ કઢંગો રિવાજ નથી ?

સત્યેંદ્રઃ—નિયમરૂપે કદાચ કઢંગો લાગે ખરો. પણ ન છુટકે તેમ થાય તો વાંધોય શો ?

જિતેંદ્રઃ—બાળલગ્નનિષેધ, એક પત્નીવ્રત, વગેરે કરવા યોગ્ય બાબતો વિષે કેમ કોઈ બોલતું નથી ? પગથીઆં ચઢવાનાં મૂકી પગથીઆં ઉતરવાની વાતો લોકો કેમ કરે છે ?

સત્યેંદ્રઃ—લોકો થાકયા છે માટે. તમારામાં શુરાતન હોય તો તમે ચઢવાની વાતો કરો. વાંધો નથી. આ સંસાર-સમુદ્રમાં જેને જેમ લાતો મારવી હોય તેમ છૂટ છે. કરવું ન કરવું સૌની મરજી પર છે.

જિતેંદ્રઃ—ના, ના. પણ મારૂં કહેવું કંઇ ખોટું છે ?

સત્યેંદ્રઃ—કેટલાકના મનથી ખોટું ને કેટલાકના મનથી ખરૂં. કેટલાક એમ કહે છે, કે વિધવાવિવાહ નહિ કરવાથી વિધવાઓ ખોટે રસ્તે દોરવાય છે; છુપાં પાપ કરવા પ્રેરાય છે. તેના કરતાં જાહેર રીતે લગ્ન કરી તેવાં પાપ કરતાં અટકે એ શું ખોટું ? શાસ્ત્રોના અપવાદો તેના દૃષ્ટાંત રૂપ છે. એકપત્નીવ્રત પાળવાથી મનુના વંશનું સત્યાનાશ જવાનો સંભવ રહે છે. બાળલગ્ન અટકાવવાથી વૃદ્ધ માબાપના કોડ અધુરા રહી જાય છે, ને કુળવાનોનાં કુળ નીચાં પડી જાય છે. એકને મનાવવા જતાં બીજા રિસાય છે. જેને જે ગમ્યું તે ખરૂં. જિતેંદ્ર, હું જે આ બધું કરૂં છું તે માત્ર મારૂં અજ્ઞાન ટાળવા માટેજ કરૂં છું. સત્ય શોધવું એ મારો ધંધો છે.

જિતેંદ્રઃ—પણ તારી આવી હીલચાલથી ઘણાનો તું દુશ્મન બનીશ.

સત્યેંદ્ર—તેનો કંઇ વાંધો નહિ. અથવા હું કોઇનું ખરાબ કરતો નથી, કે જેથી મારૂં ખરાબ થાય. મને હાનિ થાય તો તેથી પણ હું બીતો નથી. હું જાણું છું, કે સોક્રેટીસને આવાં કારણો માટે ઝેર પીવું પડયું હતું–તેને ઝેર પીવાની ફરજ પાડવામાં આવી હતી. હિંદુસ્તાનમાં તેમ બનવું અશકય છે. ચોરી છુપીથી તેમ બન્યાના દાખલા સાંભળ્યા છે; કેટલાંકનાં ખુન થયાં સાંભળ્યાં છે. ભલેને મારી તેવી દશા થાય.

સમાજનું અપરિપકવ જ્ઞાન પકવ કરતાં, તેમને સત્ય માર્ગની પ્રતિતી કરાવતાં, અને દંભી માણુસોનું પ્રદર્શન કરતાં પ્રાણુ જાય તો એ ધન્ય ઘડી છે. એ હું મારૂં ખરૂં જીવિત સમજું છું. ચાલ હવે મોડું થાય છે.

જિતેંદ્રઃ—ચાલ ભાઇ. સત્યાગ્રહી પોતાનો આગ્રહ આમરણાંત પણુ છોડતા નથી, તે નથીજ છોડતા.



# પુષ્પ ૩૦ મું.



## સ્થિતિ સુધારવાના ઉપાય.

પાત્રો.

મહેંદ્રઃ--એક યુવક.

નવ વૃદ્ધ પુરુષો.

સ્થળઃ—રસ્તો.

**મહેંદ્રઃ**—પિતાજી વારંવાર કહે છે, કે તું તારા જીવનમાં સુધારો કર. શાળામાં બધા વિષયોનું સારૂં જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી જીવન સુધારણા માટે કયું જ્ઞાન આવશ્યક છે, તે સમજાતું નથી. વિચાર કરતાં એમ જણાય છે, કે જ્ઞાન કરતાં જીવનશુદ્ધિ માટે બીજા સદ્‌ગુણોની આવશ્યકતા છે. તે સદ્‌ગુણો કયા છે, કેટલા છે, ને તે કેમ પ્રાપ્ત કરવા તે માટે વિચારો કર્યા કરૂં છું; પણ જીવનવિકાસ માટે કોઇ ચોકસ ધોરણ નિશ્ચિત કરી શકતો નથી. આને માટે સંસારશાળાના અનુભવી ગુરુઓની જરૂર ખરી, પણ તેવા ગુરુઓને કયાં શોધું ?

**૧લો વૃદ્ધઃ**—એવા અનુભવીઓ ઘણાય છે. શોધનારને તે જડે છે. ઘણાએ સાધુ પુરુષો એ સન્માર્ગે ચાલી રહ્યા છે. પૂછ. રસ્તો બતાવનારા મળી આવશે. પૂછતા નર પંડિત થઇ શકે છે.

**મહેંદ્રઃ**—તો આપ તો કંઈ કહો.

**૧લો વૃદ્ધ**:—ઈશ્વર પર શ્રદ્ધા રાખ. ઈશ્વરની સહાયતા વિના મહાન કાર્યો પાર પડી શકતાં નથી. તારી જીવન-શુદ્ધિ ઈશ્વરથીજ શરૂ કર. પ્રથમ તેનામાં મન સ્થિર કર. તેની સહાયતાથી બીજા ગુરુઓ મળી આવશે ને તે તને આવશ્યક જ્ઞાનોપદેશ કરશે. (જાય છે.)

**મહેંદ્ર**:—આ સર્વ ભૂમંડળને નિયંત્રિત રાખનાર એક જબરી સત્તા છેજ, અને એ સત્તા તે જ ઈશ્વર છે. એ મોટો નિયામક જરૂર મારા જીવનનાવને સન્માર્ગે દોરશેજ. મને તેનામાં અચળ શ્રદ્ધા છે.

**૨જો વૃદ્ધ**:—એકલી શ્રદ્ધા નકામી છે. પુરુષ પ્રયત્ન તો ઈશ્વરકૃપા. તારી ઇચ્છાશકિત પ્રબળ બનાવી સત્કર્મોમાં મચ્યો રહે. ઈશ્વર તારી મદદમાંજ રહેશે. (જાય છે.)

**મહેંદ્ર**:—એ પણ ખરૂં. શ્રમ વિના પ્રારબ્ધ પણ લુલું છે. **આપ સમાન બળ નહિ ને મેઘ સમાન જળ નહિ.** જાતમહેનત વગર બધું વૃથાજ. ભગવાને ગીતામાં કહ્યું છે કે કર્મ કર, ને પરિણામ મને સોંપ; અથવા મારી ઉપર શ્રદ્ધા રાખી સત્કર્મોમાં મચ્યો રહે.

**૩જો વૃદ્ધ**:—સત્કર્મો કરવાને સત્ય સાધનો જોઇશે. ભૂત-દયા, વિશ્વપ્રેમ, સહિષ્ણુતા, સહૃદયતા, વગેરે આ-વશ્યક સ્વભાવો કેળવ પછી કાર્યોમાં પાર ઉતર. આરંભેલાં કાર્યો અડચણો વેઠીને ને આત્મભોગ આપીને પૂર્ણ કર. તેમાંજ ઉત્તમતા છે.

**મહેંદ્ર**—દુનિયા વિશાળ છે; એટલે કે કાર્યક્ષેત્ર વિશાળ છે. સત્કાર્ય શરૂ કરવાં, ને તે પછી તે પાર પાડવામાં

સતત પ્રયત્ન કરવો, એ બરાબર છે. આરંભશૂરા બનવું નહિ. કોઇ કાર્ય આરંભવું નહિ એ બુદ્ધિનું પ્રથમ લક્ષણ, અને આરંભ્યા પછી પૂર્ણ કરવું એ બુદ્ધિનું બીજું લક્ષણ છે. જીવનશુદ્ધિનો આરંભ બુદ્ધિપૂર્વક કરવો ને તેમાં ઉત્તીર્ણ થવુંજ. મુશ્કેલીઓ તો નડેજ.

**૪થો વૃદ્ધ**—સંધિ પર લક્ષ રાખીશ તો તે મુશ્કેલીઓ ઓછી નડશે. તકનો લાભ લેવા ન ચૂકવું, અથવા સમયની રાહ જોવી. લાગ જોઇ કાર્ય સાધવું એટલું કળાકૌશલ્ય કેળવવું. સારૂં કાર્ય હોય, સારી રીતે આરંભ કર્યો હોય, ઘણો શ્રમ વેઠયો હોય, ને લાખો અડચણો વેઠી હોય તો પણ સંધિ ન સાચવવાથી કાર્યમાં નિષ્ફળતા મળે છે. (જાય છે.)

**મહેંદ્રઃ**—એટલું બુદ્ધિચાતુર્ય તો જોઇએજ. ત્યાંજ જ્ઞાનનો ખરો ઉપયોગ છે. સંધિ પર લક્ષ આપવું એ પણ યથાર્થ કહ્યું.

**૫મો વૃદ્ધઃ**—જ્ઞાન કરતાં સદ્‌વર્તન ચઢે છે. તેમાં પણ સત્ય ને પ્રમાણિકપણું એ આવશ્યક ગુણો છે. ગમે તેવી મુશ્કેલીમાં પણ એ બે બાબત સાચવી રાખવી. સત્ય અને પ્રમાણિકપણા રૂપી બે ચક્ષુથી જોઇને ચાલવું. (જાય છે.)

**મહેંદ્રઃ**—સત્ય કહ્યું. એ બે ગુણો વગર સઘળું અંધારૂંજ.

**૬ઠ્ઠો વૃદ્ધઃ**—કહેણી તેવી રહેણી રાખવી. દુનિયા માત્ર બોલનારનો વિશ્વાસ કરતી નથી. વિચાર, વાણી ને વર્તન ત્રણે સત્ય ને પ્રમાણિક જોઇએ. (જાય છે.)

**મહેંદ્રઃ**—જરૂર. કેવળ દંભપણું મદદ રૂપ નથી; એટલુંજ

નહિ પણ હાનિકારક છે. દંભવડે જીવનની શુદ્ધિ થવાને બદલે અવનતિ થાય છે. જે માણસ ડાહ્યાનો ડોળ કરી બીજાને છેતરવાનો યત્ન કરે છે, તે બીજાને છેતરતો નથી, પણ પોતેજ પોતાને છેતરે છે.

૭મો વૃદ્ધઃ—સમાજની અડચણોનો વિચાર કર. સમાજનું હિતચિંતન કરી ઓતપ્રોત થએલી અડચણ રૂપ રૂઢિયો શોધી તેનો નાશ કર. તેમ કરતાં સગાંસ્નેહીઓમાં અણગમો થાય તો તે દૂર કરી લોકસુધારણાના કામમાં પ્રવૃત્ત થા. (જાય છે.)

મહેંદ્ર—અગવડતા પછીજ સગવડતા. એવાં રૂઢિબંધનો તોડવા જતાં સમાજના અનેક પ્રહારો સહેવા પડે, પણ જો તે રૂઢિઓ બાધક હોય તો તે તોડવી એજ સત્ય વાત હોય તો પ્રમાણિકપણે તે કાર્ય કરવુંજ જોઇએ. એવાં બંધનો તોડવા જતાં જીવનાં જોખમ વેઠવાં પડે છે, તેનો ઇતિહાસ સાક્ષીરૂપ છે. તેમજ તેવા સુધારકોને લોકોએ દેવ તરીકે પૂજ્યા છે, તેનો પણ ઇતિહાસમાં પુરાવો છે.

૮મો વૃદ્ધઃ—તો સંતસમાગમ કર. સત્સંગની વૃદ્ધિ કર. તારા જીવનમાં ને સમાજમાં સત્સંગ કેળવ. તારી આસપાસ આવું સત્સંગી મંડળ એકઠું કરીશ તો વિશાળ કાર્યક્ષેત્રમાં તને વધારે અનુકૂળતા મળશે(જાયછે.)

મહેંદ્રઃ—ઠીક રસ્તો બતાવ્યો. સદ્‌ગુણ અને શકિત કામ કરવાના અભ્યાસથી વધે છે. તો સત્સંગ કરી જીવન વિશુદ્ધ કરી તેવા વિશુદ્ધોનો અખાડો જમાવું. ઠીક દિશા બતાવી.

**૯મો વૃદ્ધઃ**—સાથે સાથે તારૂં જ્ઞાન ને મનોબળ વિશાળ કરતો રહેજે. જુના ને નવાનો નિરંતર અભ્યાસી રહેજે. તું પોતાને પૂર્ણ જ્ઞાની માનીશ નહિ. અભ્યાસી બની જીવનશુદ્ધિની સરળતા શોધજે અને મનને સુદૃઢ કરજે. આપત્તિમાં પણ નિર્બળ ન બનીશ.

**મહેંદ્રઃ**—સ્વભાવ-ગુણ કેળવી, ઈશ્વર પર શ્રદ્ધા રાખી, જાતે અચળ પ્રયત્ન કરી, સંધિ પર લક્ષ રાખી, સજ્જનોની મદદથી લોકોપકારનાં કાર્યોમાં આચાર, વિચાર ને વાણીને નિર્મળ રાખી, નિષ્કપટ પ્રયત્ન કરૂં તો હુંએ સુધરૂં ને સમાજને સુધારૂં. પ્રથમ તો આગ્રહ, ઉત્સાહ ને કુશળતાથી મારી જીવનદશા સુધારૂં, ને પછી તેવા સધારકોનો જમાવ કરી મોટાં સાહસિક કામ આરંભું. આસ્થાથી ઈશ્વરપદને પામવાના તથા દેશનો ને સમાજનો ઉત્કર્ષ કરવાના સંકલ્પને કેળવું. એવાં કામથી દુનિયામાં અમર નામના થશેજ. **મરદ રહે નામને, નામરદ રહે મામને.** વળી **"નામ રહંતાં ઠક્કરો, નાણાં નવ રહંત; કીર્તિ તણાં જે કોટડાં તે પાડયાં નવ પડંત."** લક્ષ્મી મેળવવાની પાછળજ જીવનવ્યય કરવા કરતાં આવાં સત્કાર્યમાં પ્રવૃત્ત થવામાંજ અમર નામના છે. સજ્જનોની સેવામાં લક્ષ્મી તો હાજરજ રહેવાની. માટે હવે એજ નિશ્ચય. આ અનુભવીઓનાં દર્શાવેલાં પગથીઆં આજથીજ ચઢવા માંડું અને મારા જેવા બીજા નવા પ્રવાસીઓના આદર્શરૂપ બનું. હે સર્વેશ્વર, સર્વશક્તિમાન પ્રભુ! સહાય કરજે. (જાય છે.)





સૃષ્ટિ ઉત્પત્તિ (પૃ. નં. ૧૬૯)

# પુષ્પ ૩૧ મું.



## સૃષ્ટિ ઉત્પત્તિ.

### પાત્રો.

### ગુરુ ને શિષ્યો.

**સ્થળ:**—ગુરુકુળ આશ્રમ.

( ગુરુને આવ્યા જાણી સઘળા શિષ્યો ઉભા થઇ બોલે છે. )

**શિષ્યો:**— અનુષ્ટુપ છંદ.

**गुरुर्ब्रह्मा गुरुर्विष्णु गरुर्देवो महेश्वरः ।**
**गुरुः साक्षात्परिब्रह्म स्तस्मै श्री गुरवे नमः ॥**

હે સર્વ શ્રેષ્ઠ ગુરુ, હે દ્વિજોત્તમ કુલગુરુ, આપના ચરણમાં અમારા સાષ્ટાંગ દંડવત્ પ્રણામ છે. (સર્વે બેસેછે.)

**૧લો શિષ્ય:**—હે પ્રભુ, આપને નમસ્કાર કરી અમે જે પ્રશ્ન પૂછીએ છીએ તેનો આપ યથાર્થ ઉત્તર કહો. અમારી જિજ્ઞાસુઓની ઇચ્છા સંતૃપ્ત કરવાને આપજ શક્તિમંત છો.

**ગુરુ:**—તમે તમારો પ્રશ્ન સત્વર નિવેદન કરો.

**૧લો શિષ્ય:**—ચંપકારણ્યમાં એકઠા મળેલા સનકાદિક ઋષિઓને સૃષ્ટિની ઉત્પત્તિનો ઇતિહાસ શ્રી સુતપુરાણીએ જે રીતે જણાવ્યો તે રીતે અમને વિસ્તારપૂર્વક કહો. આપ ગુરુ છો, જ્ઞાનદાતા છો, અને અમારી અપૂર્ણતા તમેજ ટાળવાવાળા છો, માટે હે ગુરુવર્ય, એ સૃષ્ટિની ઉત્પત્તિનો ઇતિહાસ જે તે રીતે અમને સવિસ્તર જણાવો.

ગુરુઃ—હે શિષ્યો, તમે મને ઉત્તમ પ્રશ્ન પૂછયો. એ સૃષ્ટિની ઉત્પત્તિનો ઇતિહાસ હું તમને કહીશ, જે જાણીને તમે ભૌગોળિક જ્ઞાનમાં ઠીક આગળ વધી શકશો. એ ઈતિહાસ શ્રી સુતપુરાણીએ સનકાદિક ઋષિઓને જે રીતે કહ્યો હતો તે રીતે હું તમને કહું છું. ગુરુ-પરંપરાથી એ ઇતિહાસ મારા જાણવામાં આવ્યો છે. એ જાણવાથી તમારા ઘણા સંશયોનું છેદન થશે.

**શ્રી સુત ઉવાચઃ—**

હે સનકાદિક ઋષિઓ, આ સૃષ્ટિની ઉત્પત્તિનો ઇતિહાસ જે હું તમને કહું છું, તે તમે ધ્યાનપૂર્વક સાંભળો. આ સૃષ્ટિની અંદર અને બહાર જે આકાશ-તત્ત્વ વ્યાપી રહેલું છે, તે સર્વની ઉત્પત્તિનું મૂળ કારણ છે. એ આકાશતત્વમાંથી બીજાં તત્ત્વો ઉત્પન્ન થયાં છે. એ આકાશ અનંત છે ને અમાપ છે. બ્રહ્મ જેટલું પુરાણું ને વ્યાપક છે. આકાશતત્વમાંથી વાયુની ઉત્પત્તિ કહી છે. વાયુમાંથી તેજ, તેજમાંથી જળ, અને જળમાંથી પૃથ્વીની ઉત્પત્તિ કહી છે.

૨જો શિષ્યઃ—હે ગુરુવર્ય, શાસ્ત્રોનાં એ વચનોમાં અમને શ્રદ્ધા છે, પણ આ કળિયુગના વિજ્ઞાનીઓના વિચારો-ની સંકલના જોડાય તે સારૂ પૂછીએ છીએ. આ તત્ત્વોને હાલના વિજ્ઞાનમાં કેવી રીતે ઘટાવી શકાય? પૂજ્ય, અમારા એ સંશયને આપજ છેદવા યોગ્ય છો. પશ્ચિમ અને પૂર્વનું એ જોડાણ અમને કરી આપો.

ગુરુઃ—હું તે જ કહું છું. જે સૂર્ય આ વિશ્વને પ્રકાશી રહ્યા છે, તે વાયુરૂપ છે, પ્રકાશિત છે, અને ગરમ છે.

એ સૂર્ય જેવા બીજા અનંતકોટિ સૂર્યો છે, એમ હાલ વિજ્ઞાનીઓ માને છે જ. એ સર્વ સૂર્યોની ઉત્પત્તિ આકાશમાંથીજ થએલી મનાય છે. આ પૃથ્વી એ સૂર્યનો અંશ છે. સૂર્યના અતિશય ભ્રમણને લીધે એ સૂર્યમાંથી છુટી પડેલી છે. આ પૃથ્વી સૂર્યમાંથી છુટી પડી ત્યારે તે પણ સૂર્યના જેવી વાયુરૂપ, તેજસ્વી અને ગરમ હતી. ઓક્સિજન અને હૈડ્રોજન એ બે ગરમ વાયુઓમાંથી જળ બન્યું એ પણ હાલ વિદ્વાનોનું માનવું છે, અને તે જો શબ્દાર્થની મારામારીમાં ન ઉતરીએ તો આ શાસ્ત્રવિચારને ઘણે અંશે બંધ બેસતુંજ છે. એ તેજસ્વી, ગરમ અને વાયુરૂપ પૃથ્વી વાયુ અને જળની શીતળતાએ કરીને ઠંડી પડી અને ઘનત્વને પામી. આ અને બીજી અનંતકોટિ પૃથ્વીઓની ઉત્પત્તિનો ઇતિહાસ પણ આવોજ છે.

૨જો શિષ્યઃ—મહારાજ, હવે અમારો સંશય ટળી ગયો. હવે પૃથ્વી ઉપર મહાસાગરો અને ખંડો શી રીતે બન્યા તે કહો.

ગુરુઃ—વાયુરૂપ પૃથ્વીનો બહારનો ભાગ આવી રીતે ઠંડો પડી ચારે બાજુએ ગોળ પોપડો બંધાયો. પણ એ પોપડો એવો એક સરખો ગોળ રહ્યો નહિ. જેમ જેમ પૃથ્વી વધારે ઠંડી પડતી ગઈ તેમ તેમ તેનો કેટલોક ભાગ બેસતો ગયો. કોઇ જગોએ ઉંડા ખાડા પડયા તેમાં પાણી ભરાયું તેના મહાસાગરો બન્યા, જે ઘણો ઉંચો ભાગ રહ્યો તેના પર્વતો બન્યા, અને

ઘણો ઉંચો નહિ તેમ ઘણો ઉંડો નહિ એવો જે ભાગ રહ્યો તેનાં સપાટ મેદાનો બન્યાં. પૃથ્વીનો પોણો ભાગ પાણીથી ઢંકાએલો અને પા ભાગ ખુલ્લો જમીન રૂપે છે. પાણીના હાલ પાંચ ભાગ ઠેરવ્યા છે, તે દરેકને મહાસાગર કહે છે; અને ખુલ્લી જમીનના પાંચ ભાગ કર્યા કે તે દરેકને ખંડ કહે છે. ઉત્તર મહાસાગર, પાસિફિક મહાસાગર, દક્ષિણ મહાસાગર, હિંદી મહાસાગર, અને આટલાંટિક મહાસાગર એવાં પાંચ નામો પાંચ મહાસાગરોને હાલ આપેલાં છે. એશિઆખંડ, યુરોપખંડ, આફ્રિકાખંડ, અમેરિકાખંડ, અને ઓસ્ટ્રેલેશિઆખંડ એવાં પાંચ ખંડોને નામ આપેલાં છે.

૩જો શિષ્યઃ—ગુરુજી, એ નામો શાસ્ત્રોમાં વાંચવામાં તો આવતાં નથી.

ગુરુઃ—સત્યુગ, દ્વાપરયુગ, અને ત્રેતાયુગમાં આ જળ અને જમીનના જુદી જુદી દૃષ્ટિથી વિભાગો કરેલા હતા, તેથી મહાસાગર અને ખંડોની સંખ્યા અને નામોમાં ફેર પડે એ સ્વાભાવિક છે. એ દેશકાળને અનુસરીને બનતું હોવાથી એમાં ઝાઝો સંશય રાખવા જેવું નથી.

૪થો શિષ્યઃ—હે ગુરુવર્ય, જો આવીજ રીતે પૃથ્વીની ઉત્પત્તિ છે, તો જ્યારે એ ઠંડી પડી ઘનત્વને પામી ત્યારે તે પૃથ્વી પ્રાણી અને વનસ્પતિ વગરનીજ હોવી જોઇએ, અને એમ હોય તો પ્રાણી અને વનસ્પતિની ઉત્પત્તિ શી રીતે થઈ તે કહો.

ગુરુઃ—હતું તો તેમજ. પૂર્વે પંચ મહા તત્ત્વો કહ્યાં તેમાંથીજ તેમની ઉત્પત્તિ છે, પણ એ વિચાર કરવો અત્યારે અસ્થાને છે. અત્યારે ભૂગોળનો વિષય ચાલે છે, તે વખતે વિજ્ઞાનની વાતો કરવી ઠીક નથી. વળી બીજે કોઈ દિવસે તે સંબંધી વાર્તા કરીશું.

૪થો શિષ્યઃ—જેવી ગુરુની ઈચ્છા. હવે આ પાંચ મહા ખંડોનું મહાત્મ્ય જાણવાની અમારી ઈચ્છા છે.

ગુરુઃ—વાર્તા ઘણી લંબાઈ ગઈ છે, અને સમય પણ ઘણો થઇ ગયો છે, માટે હવે કથાની સમાપ્તિ કરવી જોઈશે. દિવાળીના તહેવારોમાં સર્વ ખંડોનું મધ્ય એશિઆમાં સંમેલન થાય છે, ત્યાં આપણે તે સમયે સર્વ શિષ્યમંડળ સાથે આનંદપર્યટણ કરવા જઈશું. ત્યાં તમને સર્વ ખંડોનું મહાત્મ્ય સંભળાવવામાં આવશે. લો હવે કથાની સમાપ્તિ કરીએ.

इति श्री रेवाखण्डे कलियुगे राजनगरे श्री सृष्टिउत्पत्ति विस्तार नामक एकोन्त्रीस पुष्पं संपूर्णम् ।



## પુષ્પ ૩૨ મું.



## શારીરિક તપાસ.

### પાત્રો.

જ્ઞાનદત્ત દિક્ષિત—જ્ઞાનતંતુ.
અન્નશંકર જઠરી—જઠર.
પિત્તપ્રસાદ કાળજુ—કાળજુ.
માંસગોળ પીંડી—માંસગોળ.
અષ્ટકુટ આંતરડી—આંતરડું. (નાનું)
વાયુરાવ ફેફસી—ફેફસાં.
મનરાય પ્રેસીડેન્ટ—મન.
વિચારનિધિ ને દયારામ પ્રેમી.

### પ્રવેશ ૧ લો.

સ્થળ:—પેટ.

**જ્ઞાનદત્ત દિક્ષિત:**—અન્નશંકર જઠરી, મિ. જઠરી છે કે ?

**અન્નશંકર:**—કેમ, જ્ઞાનદત્ત દિક્ષિત ? શું છે ?

**મિ. દિક્ષિત:**—તમારો તાર છે.

**અન્નશંકર:**—લાવો.

(સહી કરી તાર લે છે, ને વાંચે છે.)

(તાર છે એમ સાંભળી પિત્તપ્રસાદ કાળજુ, માંસગોળ પીંડી અને અષ્ટકુટ આંતરડી આવી પહોંચે છે.)

**અન્નશંકર:**—મિ. પિત્તપ્રસાદ, સેક્રેટરીએટમાંથી (મગજમાંથી) તાર આવ્યો છે. આવતી કાલે મિ. વિચારનિધિ સેક્રેટરી આપણી ઓફિસની વિઝિટ કરવા આવવાના છે.

પિત્તપ્રસાદઃ—આજકાલ સેક્રેટરીની સરપ્રાઇઝ (ઓચિંતી) વિઝિટો ઘણી થાય છે. અઠવાડિઆ અગાઉ પણ જો ખબર આપવામાં આવે તો કેટલીક અવ્યવસ્થા દૂર કરી શકાય.

અન્નશંકરઃ—ભાઈ, અવ્યવસ્થાને શું કરીએ? ઇચ્છારામ કોષાધ્યક્ષ ગમે તેવા પદાર્થો હદથી જાદે પ્રમાણમાં મોકલાવ્યાજ કરે છે. મિ. જીભાઈ સ્વાદુ તેમને ઉશ્કેરણી કરવામાં બાકી રાખતો નથી. વળી દંતુસેન-ની ફ્લોર ફેક્ટરીનું આળસ પણ વધી પડયું છે, જેથી ખોરાક જોઈએ તેટલા પ્રમાણમાં દળાઇને આવતો નથી. ગાલપીંડોનું આળસ પણ દેખાદેખી વધી પડયું છે, જેથી ચવાએલા ખોરાકમાં લાળ ભળીને પ્રવાહીરૂપમાં ખોરાક આવતો નથી. આ બધાંનું આળસ આપણને હરકતકર્તા થઈ પડયું છે. આપણી ઓફિસનું કામ વધી પડયું છે. ઘણા પદાર્થો પીગળ્યા વગર પડયા પડયા સડયા કરે છે. મારા એસિડના પ્રયોગો કરી કરીને હું તો થાકી ગયો છું. મારી આ નબળાઈ વિચારનિધિના કળ્યામાં જરૂર આવશે ત્યારે મારી શી દશા થશે, તે વિચારે હું તો મુંઝાઇ ગયો છું.

પિત્તપ્રસાદઃ—મિ. જઠરી, એ બધું હું જાણું છું. તમે ઘણા પદાર્થો એમને એમ મિ. આંતરડીના દ્વાર તરફ ધકેલો છો. તેમને પીગાળવાને મારો પુત્ર પિત્તવર્ધન પ્રયત્ન કરે છે. ઘણા પિત્તરસની માગણી મારી પાસે તે કરે છે. એ પિત્તરસ પેદા કરવાને મારે મારૂં

કારખાનું જોસભેર ચલાવવું પડે છે. કારખાનાને ઘણો ઘસારો પડે છે અને મજુરીઆઓને ઘણી મહેનત કરવી પડે છે. મજુરીઆ પણ કંટાળી ગયા છે. કામના પ્રમાણમાં તેમને મજુરી મળતી નથી, એટલે તેઓ હડતાળ પર હડતાળ પાડે છે. તેમને સમજાવી કલાવીને મારે કામ લેવું પડે છે; છતાં પિત્તવર્ધનનો પ્રયત્ન નિષ્ફળ જાય છે. પિત્તરસ ખોરાકને પીગાળી શકતો નથી એટલે પિત્તસમુદ્ર છલકાઇ તોફાન મચાવે છે. તેની છોળો મુખપુરી સુધી પહોંચે છે, ને ઉછળી બહાર નીકળે છે; છતાં મુખપુરીના કામદારોની અને ઈચ્છારામની ઉંઘ ઉડતી નથી. મિ. વિચારનિધિથી આ બધું ઓછું અજાણ્યું રહેવાનું છે?

**અષ્ટકુટ આંતરડીઃ**—ખરી વાત છે. તમારા તરફથી વગર પીગળેલો ખોરાક ઘણો ધકેલવામાં આવે છે. મિ. પીંડી તેને પીગાળવા યત્ન કરે છે. બીજા રસો પણ પ્રયત્ન કરે છે, પણ તેઓ બધા પાછા પડે છે, આથી મારી કચરાપેટીમાં વિશેષ ભરાવો થાય છે. મારા મોટાભાઇ તેમની મોટરો ભરી ભરીને ગામ બહાર કચરો ઠાલવી આવે છે, પણ કચરાપેટીઓ ખાલી થતીજ નથી. હુંએ થાકયો છું ને તે (મોટું આંતરડું) પણ થાકયા છે. કચરો એટલો બધો ખીચોખીચ ભરાઇ ગયો છે, કે નવા કચરાને નાખવાનો અવકાશ રહેતો નથી અને એથી મારે વારંવાર કચરો નહિ

મોકલવાની ફરિયાદ કરવી પડે છે. પડી રહેલો કચરો ગંધાય છે, સડે છે, ને તેમાં ઝેરી જીવજંતુઓ પડે છે. એ જંતુઓ મને ફોલી ખાય છે, એટલુંજ નહિ પણ આજુબાજુની બીજી શેરીઓમાં ફેલાઈ આખા શહેરમાં તોફાન મચાવી મૂકે છે. મારી તો પુરી કજા છે. મિ. માંસગોળ પીંડી, તમે કેમ કંઇ બોલતા નથી ?

**મિ. પીંડીઃ**—શું બોલું ? સેક્રેટેરીની વિઝિટ થવાની વાત સાંભળીનેજ હું તો હબકી ગયો છું. આ તો કામ કરવા છતાં બેવકુફ બનવાનો પ્રસંગ છે.

**અન્નશંકરઃ**—ઓહો ! મિ. વાયુરાવ ફેફસી ક્યાંથી ? કોઇ દિવસ નહિ ને આજ તમારી પધરામણી ?! !

**વાયુરાવઃ**-મિ. જઠરી, આવતી કાલે વિચારનિધિ સેક્રેટેરીનો અત્રે મુકામ થવાનો છે, એવો મને ટેલીગ્રામ મળ્યો છે. તેમને અહીંથી ફેફસાંપુરીમાં તેડી જવાનો મને આદેશ થયો છે, તેથી આવ્યો છું.

**અન્નશંકર**-મિ. ફેફસી, તમારૂં કામ તો ચોકસ હશે એટલે તમને તો કંઈ વાંધો નહિ હોય, પણ અમારી તો શી દશા થશે તે તો અમે વિચારીજ શકતા નથી.

**વાયુરાવઃ**—ભાઈ, ગમે તે કારણસર તમે નવું લોહી પેદા કરી શકતા નથી. આથી મારી ઓફિસનાં માણસોને બરાબર પગાર મળતો નથી; એટલે મારૂં કારખાનું મંદ ચાલે છે. બીજી તરફ શરીરને ઘસારો ઘણો પડે છે, અને ગમે ત્યાં સંતાઈ

રહેલી ઝેરી જંતુ રૂપ લુટારૂઓની ટોળીઓ તોફાન મચાવી રહી છે, અને લોહીનો બગાડો કરી રહી છે. આથી મેલું લોહી દિન પર દિન વધેજ જાય છે. શરીરની આજુબાજુનું વાતાવરણ પણ જાણે કેવું થઇ ગયું છે, કે સ્વચ્છ હવા મળતીજ નથી. કામદારોની અશકિત, કાર્યનો બોજો અને સાધનોની ખામીને લીધે મારે ત્યાં કફનાં ઘાડાં જાળાં બંધાઇ ગયાં છે. હુંજ મુંઝાઈ ગયો છું. હું તે લોહી સાફ કરૂં, કામદારોને સમજાવું કે કફનાં જાળાં દૂર કરૂં? અથવા એકે કામ સારી રીતે બની શકતું નથી–બનવુંજ અશકય છે. ગોટાળો વધેજ જાય છે. મિ. હૃદયદત્ત એંજિનિઅરે મારી વિરુદ્ધ સેક્રેટેરિએટમાં રિપોર્ટ કર્યો છે, અને તેનું કોરસ્પોન્ડન્સ ચાલી રહ્યું છે. આથીજ મિ. વિચારનિધિની આ સરપ્રાઇઝ વિઝિટો ચાલુ થઇ છે.

**અન્નશંકરઃ**—ત્યારે હવે શું કરીશું? આ તો નોકરી ખોવાનો ધંધો છે.

**વાયુરાવઃ**—ભાઈ, આમાં બીજી ઓફિસોનો પણ થોડો ઘણો દોષ છે. ખરી હકીકત જણાવી દેવી જોઇએ. બીજાને ઢાંકપિછોડ કરવાની જરૂર નથી. તેમ કરવા જતાં ફસાઈ પડવાનો સંભવ છે. વિચારનિધિ વિચારશીલ છે. આપણો દોષ હશે તો આપણને કહેશે નહિ તો બીજી ઓફિસોની જડતી લેશે. બીજી ઓફિસોનું કામ જોવું ને સુધારવું એ તેમનું કામ છે. તેમની જવાબદારી પણ કયાં ઓછી છે? આપણને તો આપણાં પરાંજ સંભાળવાનાં છે, પણ તેમને

તો આખું શહેર સંભાળવાનું છે.

અન્નશંકરઃ—બરાબર છે. મિ. ફેફસી, ખરી હકીકત જણાવી દેવી એજ સલામતીભર્યુ છે. બીજાઓની બેકાળજીને લીધે આપણું કામ બગડે તેમાં આપણે શું કરીએ? બીજાઓને કહેવું એ તેમનું કામ છે. મિ. ફેફસી, તમે ઘણું ચાલીને આવ્યા છો ને વળી અમારા મોંઘા મહેમાન છો. ભોજન તૈયાર છે. ઇચ્છા મુજબ જમી લો.

વાયુરાવઃ—તમારે ત્યાં ભોજનની શી ખોટ છે? ભઠિઆરાનાં છોકરાં ભૂખે ન મરે. ચાલો, બહુ ચિંતા ન કરશો. એ તો પડશે એવા દેવાશે.

પિત્તપ્રસાદઃ—એમજ. એ આળસુઓનું પ્રદર્શન કર્યા વગર છુટકોજ નથી.

અષ્ટકુટઃ—લહેરી લાલાઓની ફજેતી કરવામાં આપણી સલામતી છે.

માંસગોળઃ—ભાઇ, આપણે આપણો બચાવ કરવો. બીજાનું ગમે તે થાય. આપણે શું કરીએ? બીજાની ખાતર કંઇ મરી જઈએ?

અન્નશંકરઃ—ભાઇઓ, ખરી હકીકત કહેવી છે તેમાં શરમ રાખે ન પાલવે.

વાયુરાવઃ—व्यापारे व्यवहारे च स्पष्टवक्ता सुखी भवेत् ॥ ચાલો, હવે એ વાત પર ટોપલો ઢાંકો. બહુ વિચાર કરીએ તો બહુ ખરડાઇએ. એ તો ધકેલપંચાં પંચાણુંજ કરે રાખવું. જમાનો એમજ શીખવે છે.

અન્નશંકરઃ—હા, હા. ચાલો.

( સર્વે જાય છે. )

## પ્રવેશ રજો.

સ્થળઃ—મગજ.

**મનરાય પ્રેસિડેન્ટઃ**-મિ. વિચારનિધિ, આખા શહેરમાં વ્યાપી રહેલી બિમારી અને અવ્યવસ્થા અટકાવવા આપણે પ્રયત્ન કરવાનો છે. મિ. હૃદયદત્ત એંજિનિઅરના રિપોર્ટ સંબંધી વિચાર કરવાનો છે. તે માટે શહેરનાં જુદાં જુદાં ખાતાંની તપાસણી કરવાનું અને તે સબંધી રિપોર્ટ કરી શહેરસુધારા માટેની યોજના ઘડવાનું કાર્ય મેં તમને સોંપ્યું હતું. હું ધારૂં છું કે તમે તમારૂં કાર્ય પૂર્ણ કર્યું હશે.

**વિચારનિધિઃ**—હા, સાહેબ. રિપોર્ટ સઘળો તૈયાર છે, અને મિ. દયાશંકર પ્રેમીની મદદથી શહેર સુધારાની યોજના પણ ઘડી કાઢી છે. માત્ર આપની બહાલીનીજ જરૂર છે.

**મનરાયઃ**—પ્રથમ તમારો રિપોર્ટ વાંચી સંભળાવો ને તે પછી યોજના રજુ કરો. આજ સઘળું પતાવી દેવું છે.

**વિચારનિધિઃ**—સાંભળો સાહેબ. જઠરપરૂં, આંતરડાંપરૂં, ફેફસાંપરૂં, વગેરે શહેરના જુદા જુદા વિભાગોની મેં તપાસ કરી છે. એ ઉપરથી એવું માલમ પડે છે કે શહેરમાં જે ઉપદ્રવ થઇ રહ્યા છે, જે બેકારી વધી પડી છે, અને મારફાડની જે અફવા ઊડી રહી છે, તેનું કારણ આ બધાં પરાંના આપણા ઓફિસરોની અશક્તિ છે. તેમની અશકિતનું કારણ કાર્યનો બોજો અને સાધનોની ખામી છે. જઠરપરામાં ગમે તેવા ખોરાકનો ભરાવો થઈ રહ્યો છે, અને તેથી જઠરની દિવાલોમાં

સડો થવાની તૈયારી થઇ રહી છે. આંતરડાંપરામાં કચરાનો ખીચોખીચ જમાવો થઈ રહ્યો છે. કાળજાં-પરાના કામદારો ખોરાક બરાબર નહિ મળવાથી બેકાર થઇ ગયા છે અને હડતાળો પર હડતાળો પાડે છે. ફેફસાંપરામાં પણ ઠામઠામ કફનાં જાળાં બાઝી ગયાં છે. તેમાં મેલા લોહીનો જબરો જમાવો થયો છે. આથી હૃદયદત્ત એન્જિનિઅરના રિપોર્ટને સબળ ટેકો મળે છે.

**મનરાયઃ**—તો તે તે પરાંના ઓફિસરોને સખત તાકીદ કરો કે તે અશકત અને આળસુ થઇ બેશી રહેશે તો તેમને બરતરફ કરવામાં આવશે.

**વિચારનિધિઃ**—સાહેબ, તેમને તાકીદ આપવી એ કામ જરૂરી છે, પણ તેમને બરતરફ કરવાની જરૂર નથી. તેમની અશક્તિનું કારણ સુખપુરીના ઓફિસરોનું આળસ અને મિ. ઇચ્છાશંકર કોષાધ્યક્ષની બેદરકારી છે. શ્રીમતી મોહમયીના મોહથી અને મિ.જીભાઇ સ્વાદુની ખુશામત ને ઉશ્કેરણીથી મિ. ઇચ્છાશંકર અપથ્ય પદાર્થોની શહેરમાં આયાત કરે છે. શહેરનું વાતાવરણ જોઇએ તેવું શુદ્ધ નથી, તે સંબંધી ઈલાજ લેવા મિ. ઇચ્છાશંકર રિપોર્ટ કરતા નથી. આ બધાંનું મૂળ કારણ મિ. ઇચ્છાશંકર છે.

**મનરાયઃ**—ત્યારે ઇચ્છાશંકરને દેશનિકાલ કરો. એક જણ-ને લીધે આખા નગરની ખરાબી થાય, એ યોગ્ય નથી. એવા ઇચ્છાશંકર મારા નથી, તેમ આપણા પણ નથી.

**વિચારનિધિઃ**—સાહેબ, કોઇને બરતરફ કરવાની કે દેશનિકાલ કરવાની જરૂર નથી. બધા એક રીતે તો કામના છે. વળી તેમને દેશનિકાલ કરવાની કે બરતરફ કરવાની આપણને સંપૂર્ણ સત્તા નથી. આપણે પણ હાયર ઓથોરિટિ (ઉપલી સત્તા) ને વશ છીએ. ઉપલી ઓફિસે પૂછાવ્યા વગર આપણાથી કંઈજ થઈ શકે નહિ. આપ રેગ્યુલેટિંગ એકટથી અજાણ્યા નથી. વળી બધાજ સરખા ઉપયોગી છે. તેમાં મિ. ઇચ્છાશંકર તો ખૂબ કામના છે. તેમના વગર શહેર સુધરાઇ અશક્ય છે. વિચારપૂર્વક પગલાં ભરવાં એ સહિસલામતી ભર્યું છે.

**મનરાયઃ**—ત્યારે શું કરવું? મારી પ્રેસિડેન્ટશીપને હાનિ પહોંચે, એ હું સહન કરી શકતો નથી. હૃદયદત્ત એંજિનિઅર સ્વતંત્ર મિજાજનો છે. આ અડચણો સત્વર દૂર નહિ થાય તો તે એંજિન બંધ પાડી ચાલ્યો જશે. આમ થાય તો આખા નગરનું કામ અટકી પડે, અને આપણે બધાંને યમરાજની કચેરીમાં હાજર થવું પડે. આપણી બેદરકારી છતી થતાં નર્કયાતના સહેવી પડશે.

**વિચારનિધિઃ**—એમ કંઇ મિ. હૃદયદત્તથી બીવાની જરૂર નથી, તેમ આપણે આપણી ફરજ બજાવવામાં પાછા પડવાની જરૂર નથી. આપણે આપણો ધર્મ યથાર્થ બજાવીશું તોપણ મિ. હૃદયદત્ત એક દિવસ રિસાઇને ચાલ્યા તો જશેજ, એ નિર્વિવાદ છે. આપણે તો એટલુંજ સાચવવાનું કે યમરાજના દરબારમાં આપણે નિર્દોષ જાહેર થઇએ.

**મનરાયઃ**—હા, આપણે દોષિત છીએ એમ ન ઠરવું જોઇએ. તો તમે હવે તમારી યોજના રજુ કરો.

**વિચારનિધિઃ**—જાણે એમ છે, કે આપે પોતેજ આપણા શહેરના દાકતર બનવું જોઇશે. Man should be the Doctor of his own body. (મેન શુડ બી ધ ડૉકટર ઓફ હીઝ ઓન બોડી.) આપ જો આ યોજના હાથ પર લેશો તો અમે સત્વર સુધારો કરી શકીશું. પ્રથમ કાર્ય એ કરવાનું છે કે મિ. ઇચ્છાશંકરની ઇચ્છાઓને સન્માર્ગે વાળવાની જરૂર છે. તેમની ઇચ્છાઓ તેમની સ્ત્રી મોહમયીને આધીન છે. શ્રીમતી મોહમયીને ફુટાવનાર પાંચ જ્ઞાનેંદ્રિયો છે. એ પાંચ જ્ઞાનેંદ્રિય ઉપર અંકુશ મૂકવાની જરૂર છે. એ પાંચ ઇંદ્રિયો પોતાના આહાર શુદ્ધ રાખે તે માટે સખત તાકીદ કરવી અને તેમની હીલચાલ ઉપર દેખરેખ રાખવા છુપા જાસુસો અને પહેરેગીરો રાખવા. જો એ પાંચ જ્ઞાનેંદ્રિયો પવિત્ર બનશે તો તે મોહમયીને સુધારશે અને મોહમયી મિ. ઇચ્છાશંકરની સદિચ્છાઓને જાગૃત કરશે. એટલું થયું કે બસ. પછી ઇચ્છાશંકર આપણા કહ્યા પ્રમાણેજ કરશે અથવા ખરા નગરસુધારક બનશે, અને શહેરસુધારણા પ્રબળ વેગમાં આગળ વધશે.

**મનરાયઃ**—બરાબર છે. એ માટે મારે તમારી ખાસ મદદ લેવી પડશે.

**વિચારનિધિઃ**—સાહેબની સેવામાં સેવક તૈયારજ છે. હું મારાથી બનતી બધી મદદ આપવા તૈયાર છું. હવે

બીજું કાર્ય એ કરવાનું છે, કે મુખપુરીની ફ્લોર-ફેકટરીના એજન્ટોને અને ગાલપ્રદેશના કારખાનાંના એજન્ટોને સખત તાકીદ આપવી કે તેમણે પોતાનાં કારખાનાં સારી રીતે ચલાવવાં. ફ્લોર ફેકટરીના આળસને લીધે ગાલપ્રદેશનાં લાળ પેદા કરનારાં કારખાનાં આળસ ધારણ કરે છે. આથી ફ્લોરફેકટરીના એજન્ટ દંતુરાયને વિશેષ તાકીદ આપવાની જરૂર છે, તેમજ દેશનિકાલ કરવાની દહેશત દર્શાવવાની જરૂર છે. જો તે હુકમનું પાલન ન કરી શકે તો દંતુરાયની સઘળી ઘંટીઓ કાઢી નાખવી અને તેની જગાએ વિલાયતની નવી ઘંટીઓ બેસાડવી. જો કે આ ફ્લોરફેકટરીઓ ચાલે એ વધારે ઇચ્છવા જોગ છે; કેમકે તે અસલ મેકર છે, અને નવી ઘંટીઓ તો નકલ છે. પણ ઘણા દિવસથી પડી રહેવાને લીધે ઘંટીઓમાં લુણો લાગ્યો હોય તો તે ઘંટીઓ દૂર કરી નવી ઘંટીઓ બેસાડવી એજ સલામતી-ભર્યું છે. મિ. ઇચ્છાશંકરને આ સંબંધી રિપોર્ટ કરવા સૂચના કરવી.

**મનરાયઃ**—બરાબર છે. મિ. ઇચ્છાશંકરનેજ સૂચના કરવી પડશે.

**વિચારનિધિઃ**—હા, ઇચ્છાશંકર હાથમાં આવ્યા એટલે ઘણું ખરૂં કામ પતી જાય છે. ઇચ્છાશંકરને બીજું એ સૂચવવાનું કે નવો ખોરાક નગરમાં આયાત કરે તે પહેલાં નગરમાં વધી પડેલો સડેલો ખોરાક, અને

આંતરડાંમાં વધી પડેલો કચરો ખાસ દૂર કરે. તે માટે તેણે કેસ્ટર (દીવેલી) ઇંદ્રદેવનું આવાહન કરવું. એથી શુદ્ધ દિવેલનો વરસાદ વરસશે. એ વરસાદનાં ઝાપટાંને લીધે જઠરપર અને આંતરડાંપરની ગલી-ઓનો કચરો ધોવાઈને બધો નગર બહાર નીકળી જશે. પોષ્ટ ઓફિસેથી કિવનાઈન ખરીદી તે પણ ઠામ ઠામ નાખી દેવું. આથી નગરમાં ફેલાએલી ઝેરી જંતુઓની લુટારૂઓની ટોળીઓ નાબુદ થશે.

**મનરાયઃ**—ઠીક. પણ ફેફસાંપરનાં કફનાં જાળાં દૂર કરવા શું કરવું ? જો એ કફનાં જાળાં દૂર કરવામાં નહિ આવે તો ક્ષયના જંતુઓ ઉત્પન્ન થશે. તે લોહી મારફતે આખા નગરમાં ફેલાઇને શહેરની ખાના-ખરાબી કરશે; એટલુંજ નહિ પણ બીજાં કેટલાંએ નગરો તે પાયમાલ કરશે. આ તો ખુનનો આરોપ આવવાનો પ્રસંગ છે.

**વિચારનિધિઃ**—જો કે ઉપલા પ્રયાસથી મિ. ફેફ્સીને થોડી ઘણી મદદ તો મળશે. પણ વિશેષ મદદ મળે તે માટે બધા નગરજનોને રોજ કસરત કરવાની ઈચ્છાશંકરે ફરજ પાડવી. સવારમાં દંતધાવન કાળજીપૂર્વક થાય તેની કાળજી રાખવી. એ જાળાં દૂર કરવા અનુભવી ડોકટરોની સલાહ લેવી. જરૂર પડે તો આખા નગરને ચોકખી હવામાં ફેરબદલો કરવા ઇચ્છાશંકરને સૂચના કરવી.

**મનરાયઃ**—હું ધારૂં છું કે તમારી યોજના હવે પુરી થઇ છે.

**વિચારનિધિઃ**—હવે એક બાબત કહેવાની જરૂર છે. એક હોમ ડિસ્પેન્સરી રાખવી. તાત્કાલિક ઉપયોગમાં લઈ શકાય તેવી દવાઓ અને સાધનો તેમાં રાખવ . આરોગ્ય શાસ્ત્રનાં કેટલાંક પુસ્તકોનો સંચય કરવો. તે પુસ્તકો વાંચવાની અને તે પ્રમાણે અનુસરવાની ઇચ્છાશંકરને ખાસ સૂચના કરવી. હવે મારી યોજના પુરી થઇ છે.

**મનરાયઃ**—મિ. વિચારનિધિ, તમે અને મિ. દયાશંકર પ્રેમીએ ઘણો પરિશ્રમ લઈ આ યોજના ઘડી જણાય છે, માટે '**વિચારપ્રેમી યોજના**' એવું આ યોજનાનું નામ રાખવું. બધી ઓફિસોમાં આ યોજનાની નકલ મોકલી આપવી અને શહેરમાં તે ઠામઠામ ચોડવી. આ યોજનાના અમલની ખામી જણાય તો નગરજનને ફરિયાદ કરવાની જાહેરાત કરવી. સઘળી નકલો ટાઇપ કરાવી કાલે મારા ટેબલ પર સહી કરવા માટે રજુ કરવી. વિચારનિધિ, તમારા પરિશ્રમ માટે તમને ઘણો ધન્યવાદ ઘટે છે. મારી આબરૂના, સત્તાના, અને શકિતના વધારનારા તમેજ ખરા મદદગાર છો.

**વિચારનિધિઃ**—સાહેબ, અમે આપના સેવક છીએ. આપજ સર્વના ઉદ્ધારક છો, તારક છો ને પાલક છો.

**મનરાયઃ**—અને નર્કમાં લઇ જનાર હું છું એમ કેમ કહેતા નથી ? **मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ।** તમે મારા સેવક નહિ પણ મારા ખરા સલાહકાર

છો. મારા સેક્રેટેરીયોના વજ્રસ્તંભ છો. આજથી તમારી સત્તા, યશ, અને શકિતનો વધારો કરવાને સંપૂર્ણ કાળજી રાખવામાં આવશે.

**દયાશંકરઃ**—સાહેબ, આપણુ સર્વને શકિત દેનારો એજ દયાઘન છે. આપણો પ્રેરક એજ કરુણાળુ છે. એ અનંતકોટિ બ્રહ્માંડોનો ચાલક છે.

**મનરાયઃ**—એકાદ ઈશ્વરસ્તુતિ થવાદો, દયાશંકર. હું ને વિચારનિધિ તમારો સહકાર કરીશું.

**દયાશંકરઃ**—ભલે.

શિખરિણી છંદ.

થતું જે કાયાથી ધડિક ઘડી વાણીથી ઉચરૂં,
કૃતિ ઇંદ્રિયોની મુજ મન વિષે ભાવજ સ્મરૂં;
સ્વભાવે બુદ્ધિથી શુભ અશુભ જે કાંઇક કરૂં,
ક્ષમા દ્રષ્ટે જોજો તુજ ચરણમાં નાથજી ધરૂં.



# કેટલાંક ગીત.

## (૧)

### વંદન.

રાગ બહાર.

વંદન સકલ વિશ્વ વિધાતા;
સુયશ, સુમતિ વિમલ સુખદાતા;—વંદન.
દીનબંધુ કરુણા કર તું વિભુ,
અતુલ દયાધન તુંહિ જગત્રાતા;—વંદન.
પ્રાર્થના અખિલ નાથ કરી તુજ,
શુભ કર પ્રેમભક્તિરસ પાતા;—વંદન.

---

## (૨)

### આવકાર (૧)

ધન્ય ભાગ્ય મારે આંગણુ આવ્યા સોરઠના
શિરતાજ—એ રાગ.

ધન ભાગ્ય અમારાં આજ પધાર્યા મોંઘેરાં મહેમાન;
હ્રદયથી આજ કરીએ, સ્નેહ તણાં સન્માન—ધન.
કુમકુમ પગલાં પુનિત પનોતાં પુનિત કરે આ સ્થાન,
તમ દર્શનથી છે અમ હૈયાં હર્ષ વિષે ગુલતાન;
—હ્રદયથી. (ધન.)
સજ્જનને સંગ છે અતિ દુર્લભ શાં કરીએ ગુણગાન,
પારસમણિ સમ આપ પધાયા સ્વીકારો સન્માન;
—હ્રદયથી (ધન.)

મિ. સાકરલાલ.

---

(૩)

## આવકાર (૨)

કલ્યાણ.

પધારો અમારાં-મોંઘેરાં મહેમાન (૨)
ભાવ ભર્યાં દઇએ અનેરાં સન્માન.
પુનિત ચરણુ આપનાથી પુનિત થયું સ્થાન આ;
સજ્જનના સંગયુક્ત ભાગ્યશાળી સ્થાન આ. (૨)
દર્શનથી હર્ષપૂર્ણ હૈયાં છલકાય આ;
દોષ રહિત શુદ્ધ સ્નેહ નયને ઉભરાય આ. (૨)
સત્કારે છે સ્નેહે તે નયને જણાએ. (૨)
સ્વીકારો અમારૂં સાચું એ સન્માન,
ભાવનાનાં ભૂખ્યાં પધારો મહેમાન. પધારો.

મિ. સાકરલાલ.

---

૪.

## બાલપ્રભા.

રાગ દેશ.

(ધન્ય ધન્ય અમારી ભરતભૂમિ.-એ રાગ.)

ધન્ય ઉજ્વળ માનવ બાલપ્રભા.
નવ ચેતન જીવનઆશ પ્રદા,
એ દિવ્ય પ્રભા—ધન્ય.
ભવભવનાં કંઇ વિશ્વ અધુરાં,
અણુચિંત્યાં કંઇ કાર્ય અમુલાં,
બલપોષક માનવદેહ સુધા
એ દિવ્ય પ્રભા—ધન્ય.

ગૂઢગાથા ભૂતકાલ ગતિની,
સુખદાતા આગમ પ્રગતિની;
અમીધારક પાલક બ્રહ્મમૂલા,
એ દિવ્ય કૃપા—ધન્ય.

---

૫.

## વિદાય (૧)

ભૈરવી.

પુનઃ પુનિત મહેમાન સ્થાન આ સુહાવજો.
ઉરસરે સુધાસલીલ, ભાવના વહે અનીલ;
પુનર આપ એ રસામૃતે રસાળજો....પુનઃ—
જ્ઞાનનાં ગુલોની બ્હાર, આપી બાલને અપાર;
એ સુવાસિની સુવાડીએ હસાવજો....પુનઃ—
કુંજ કુંજ મધુર નાદ, પુંજ પુંજ પ્રીત પ્રસાદ;
હૃદય બાલનાં સુહર્ષમાં ગજાવજો....પુનઃ—

---

૬.

## વિદાય (૨)

(બાગેશ્વરી.) ભૈરવી. (ગજલ.)

અમારાં સુજ્ઞ મહેમાનો પુનઃ દર્શન જરૂર દેજો.
પધાર્યા દેવ અમ સદને, અમારા પર દયા લાવી,
અનેરો લાભ તો દીધો, અમારાં સુજ્ઞ મહેમાનો.
થયાં સન્માન ના અમથી, કંઇએ આપનાં આજે,
કૃપાળુ સૌ ક્ષમા કરજો, અમારાં સુજ્ઞ મહેમાનો.

મિ. સાકરલાલ

---

## બાળકો માટેનાં જ ખાસ પુસ્તકો—

| | |
|---|---|
| ૦—૬ | **બાળગીત** ભા. ૧લો. (શાળોપયોગી ૫૩ ગીતો) |
| ૦–૧૦ | **સદ્બોધ વાર્તાવળી** (નારાયણ હેમચંદ્ર કૃ. બે ભાગમાં) |
| ૦—૮ | **જાદુઇ બાગ** ( પરીઓની જુદી જુદી વાર્તાઓ ) |
| ૦—૮ | **મેજીક લેનટર્ન** ( વીજળીના દીવા ) |
| ૦—૮ | **પાપીનો પસ્તાવો** ( ટૉલ્સટૉયની એક વાર્તા ઉપરથી) |
| ૦—૮ | **બાળકોનો મિત્ર** ( બોધક નાની નાની વાતો ) |
| ૦–૧૦ | **ફુલમાળા** ( બાળકોને ગમે તેવી ૩૨ વાતો ) |
| ૦—૬ | **મેટરલીંકનાં નિબંધો.** |
| ૧—૮ | **નીતિ-વચન** (કરસનદાસ મૂળજી કૃત. પાકું સોનેરી પુંઠું) |
| ૦—૮ | **બાળગીતા** પૂર્વાર્ધ.(ગીતાના નવ અધ્યાયનો સરળ સાર) |
| ૨—૦ | **ચોથા વર્ષનું બાળક** ("સ્ત્રીબોધ"નો એક વર્ષનો બાળક વિભાગ. પાકા પુંઠાથી બાંધેલ.) |
| ૧—૮ | **પાંચમા વર્ષનું બાળક** ( ,, ,, ,, ) |
| ૧—૮ | **છઠ્ઠા વર્ષનું બાળક** ( ,, ,, ,, ) |
| ૧—૮ | **સાતમા વર્ષનું બાળક**—( ,, ,, ,, ) |
| ૦—૨॥ | **કરશનદાસ મૂળજીનું જીવન.** |
| ૦—૨ | **સોક્રેટીસની જીવનકથા.** |
| ૦—૩ | **સ્વાશ્રયી બનો.** |
| ૧—૦ | **બાળવાર્તાવલિ.** (હંસા મહેતા કૃત. સચિત્ર.) |
| ૦—૮ | **આનંદકુંજ** (રમણલાલ ન્હાનાલાલ શાહ કૃત. સચિત્ર) |
| ૦—૭ | **આનંદધારા,** ભા. ૨જો. (ર. ન્હા. શાહ કૃત. સચિત્ર) |
| ૦—૯ | ,, ભા. ૪ થો ( ,, ,, ,, ) |

૦—૬ ઉપનીષદ્દાની વાતો. ૧—૪-૦ ધર્મ વર્ણન.
૧—૦ અર્વાચીન હિંદ. ૧—૪-૦ ધર્મનો જય.
૧—૮ ઉંધ્યું. ૦—૬-૦ શ્રી કૃષ્ણજીવન.
૦-૧૦ સોક્રેટીસ અને તેના છેલ્લા સંવાદો.
૦—૮ બાળગીત માળા. ( સચિત્ર ધોરણવાર ક્રમનાં બાળ કાવ્યો. )
૧—૦ કોલમ્બસનો વૃત્તાંત.
૧-૪ ગોપાળકૃષ્ણ ગોખલેનાં વ્યાખ્યાનો. ભા. ૧-૨
૦-૧૨ ઢીંગલી. ૦—૬-૦ તારામંડળ.
૧—૪ ટાગોરની ટૂંકી વાતો. ભા. ૧ લો.
૨—૦ „ „ ભા. ૨ જો.
૦—૮ માનવવિચાર અને તેની શક્તિઓ.
૦—૮ મુક્તધારા. ૦—૮-૦ મજનૂ જોગી અને રસ્તો.
૦-૧૨ રત્નમાળા. ( કર્તા-કવી દ. ડા. )
૧—૦ શીક્ષાનો આદર્શ. ૦—૮-૦ વીજયધ્વજ.
૦—૫ મહાવીર ચરિત. ૧—૦ ૦ સ્વદેશ.
૦—૮ આરોગ્ય શિક્ષણ ( હરરાય કૃત. છોકરાઓ માટે )
૦—૭ આરોગ્ય શિક્ષિકા ( „ કન્યાઓ માટે )
૦-૧૨ ઘરમાં રમવાની રમતો ( „ સચિત્ર )
૦—૮ બાળવીર ( „ સચિત્ર )
૦—૬ સુંદર વાતો ૦-૬-૦ દેવકથાઓ ૦-૯-૦ ભેરૂ.
૦—૫ પડઘા. ૦-૧૦-૦ વિષ્ણુપુરાણની કથાઓ.

લખોઃ—જીવનલાલ એન્ડ સન્સ,

ઠે. કાલબાદેવી; જુની ભાટીઆ મહાજનવાડી; મુંબઇ. ૨

બાળકો માટેનાં પુસ્તકો-

## સદ્બોધ વાર્તાવલિ, ભા

લેખક સ્વ. નારાયણ હેમચંદ્ર. દરેક ભાગની કિંમ

કલ્પિત નહિ પણ સાચા બનાવોની બાળકે નાની નાની વાતોનો સંગ્રહ. આમાં નીચે પ્રમાણે છે: (૧) જીવનનું પરિવર્તન. (૨) કર્તવ્યપરાયણત સત્યનિષ્ઠા. (૫) ન્યાય. (૬) વિશ્વાસ.

## ચાર વર્ષનું બાળક.

(શ્રીબોધના 'બાળક' વિભાગનું પાકું બાં

ખાસ બાળકો માટેજ લખાયેલા ઉપદેશક નાની નાની વાતો, સંવાદો, જીવનચરિત્રો, સિંહાસન વાર્તાઓ, રામાયણની બાર વાતો વગેરે અનેક જાત લગભગ ૩૦૦ પૃષ્ઠ અને કેટલાંક ચિત્રો સાથે. પાકું પુઠું

## પાંચમા વર્ષનું બાળક

"શ્રીબોધ"ના "બાળક" વિભાગના ઇ સાલના ખાસ બાળકો માટેજ લખાયલા નાના ના સંવાદો, ચરિત્રો, સિંહાસન બત્રીસીની વાતો, રામાયણ રસપૂર્વક વાંચે તેવી બોધ લેવા લાયક ટુંકી ટુંકી વાતે ૩૦૦ પાનાંનો સંગ્રહ. પુંઠું પાકું. કીંમત રૂ. દોઢ

## છઠ્ઠા અને સાતમા વર્ષનું

શ્રીબોધના "બાળક" વિભાગનું ઈ. સન ની સાલનું ઉપર પ્રમાણેના લેખોથી ભરપૂર જુદું જુદું દરેકની કીંમત રૂ. દોઢ.

આ ચારે પુસ્તક સાથે લેનારને રૂ. સાડા રૂ. પાંચમાં મળશે. ટપાલ ખર્ચ જુદું